# પ્રાથમિક શાળામાં
# ભાષાશિક્ષણ



ગિજુભાઇ



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

જુલાઈ : ૧૯૩૧ દસ આના

# અનુક્રમ

# પ્રસ્તાવના



વાતાવરણમાં નજર નાખતાં જણાય છે કે ચારે કોર કેળવણીનાં પગરણ મંડાઇ ચૂક્યાં છે. જૂની કેળવણીના સાડા અગિયાર વાગી ચૂકયા છે; ધીમે ધીમે બાર પણ વાગશે. નવી કેળવણીનું મકાન પાયાથી માંડીને ચણવાની જરૂર જણાય છે. આ મકાનના ચણતરમાં થોડીએક નવી દિશા સૂચવનારાં પુસ્તકો પણ જોઇએ.

આ પુસ્તક એવો એક પ્રયાસ છે. 'નવી પ્રાથમિક શાળા'ના આખા સ્વરૂપનું આ એક અંગ છે. નવા શિક્ષકો આને આવકાર આપશે એમ આશા રાખું છું. તેઓ આ પુસ્તકમાંના વિચારોને અંગત અનુભવે ચડાવે અને જો ખાત્રી થાય કે તે તેમને મદદ રૂપ છે તો તેને ફેલાવે.

હજી સુધારાને ઘણો અવકાશ છે. વાચકોના અને પ્રયોગ કરનારાઓના અનુભવોને આદરથી સ્વીકારીને હું મારા કામમાં આગળ વધવા ઇચ્છા રાખું છું.

મારા આ કામમાં પ્રાથમિક શાળાનાં સૌ શિક્ષક ભાઇબ્હેનોની મદદ યાચું છું.

ગિજુભાઈ

# મૂળાક્ષરોનું શિક્ષણ

મૂળાક્ષરો શીખવવાની ઘણી રીતો છે. રેતીયા અક્ષરોની મદદથી શીખવવાની રીત પ્રાથમિક શાળામાં વાપરી જોવા જેવી છે. મૂળ એ રીત મોન્ટીસોરી પદ્ધતિથી શીખતાં બાળકો માટે છે; એટલે કે જે બાળકોનો ઇંદ્રિયવિકાસ બરાબર થયો છે તેમને આ રીતે અક્ષર શીખવાનું સહેલું અને સ્વાભાવિક લાગે છે. છતાં એનો પ્રાથમિક શાળામાં ઉપયોગ કરી શકીએ. એનાથી ઘણા લાભો થાય છે. અત્યારે જે રીતોથી અક્ષર શીખવાય છે તેમાં એકલી આંખની જ મદદ લેવામાં આવે છે. આથી આંખને નાની ઉંમરે વધારે પડતો ઘસારો ખમવો પડે છે. આંખથી જ અક્ષરો શીખવાતા હોવાથી એકલી આંખની સ્મૃતિને જ કામ કરવું પડે છે. વળી તેથી અક્ષરો યાદ રહી જાય છે, પરંતુ હાથથી કાઢવાનું આવડતું નથી. તે માટે તો હાથને તૈયાર

કરવો જોઇએ. પરિણામે અક્ષરો ખરાબ આવે છે. બાળક વાંચતાં વહેલું શીખે છે ને લખતાં મોડું શીખે છે. વાંચવાનો રસ વધારે પડતો વધી જાય તો લખવાનું આળસુ પણ બને છે. પાછળથી અક્ષર સારા કરવા માટે કિત્તાનો, કૉપી બુકનો વગેરેનો ઉપયોગ કરવો પડે છે ને તેમાં સારો એવો ખર્ચ પણ કરવો પડે છે. વાંચવું પહેલું અને લખવું પાછળથી એમ બને છે તેથી લેખન વાચનનો સંબંધ તૂટી જાય છે, ને બે બાબતો જુદી જુદી સમજાય છે. વળી આંખથી શીખવવા માટે જે જાતના મૂળાક્ષરો કે ચિત્રપોથીઓ તૈયાર કરી છે તે રસિક થાય ને શિક્ષણ ત્વરિત બને એ હેતુથી અક્ષરો રંગબેરંગી બનાવેલા હોય છે. અક્ષરની સાથે ચિત્રો પણ જોડેલાં હોય છે. આથી અક્ષરશિક્ષણમાં એકાગ્રતા થવાને બદલે વ્યગ્રતા આવે છે. પાછળથી વાંચતી વખતે બાળક વિચિત્ર રીતે વાંચે છે; જેમ કે 'બરફ' વાંચતાં બાળક બોલે છે: "બકરીનો બ' 'રથનો ર' ને 'ફળનો ફ' બરફ." આમ થવાથી બાળકનું ધ્યાન અર્થ ઉપર ન જતાં ઉચ્ચાર ઉપર જાય છે. આગળ જતાં તેને અર્થ વિનાનું વાંચવાની ટેવ પડે છે. ઉપલા ધોરણમાં સમજુતીનું શિક્ષણ

આપવાની જરૂરીઆતનું મૂળ અહીં છે. આમ અત્યારે ચાલતી રીતો સામે ઘણા વાંધા બતાવી શકીએ. પણ તે છોડી દઈએ.

આપણે હવે રેતીયા અક્ષરોથી થતા લાભો વિચારીએ. રેતીયા અક્ષરોની પીઠે માત્ર ધોળો કાગળ ચોડેલો હોય છે. તેની આસપાસ શણગાર કે ચિત્ર નથી હોતું તેથી બાળકનું ધ્યાન અક્ષર ઉપર જ સ્થિર થાય છે. આ અક્ષરો આંખ અને સ્પર્શની મદદથી શીખવાના હોવાથી એક તરફથી આંખ તેના આકારને ધારણ કરે છે, બીજી તરફથી તે જ આકારને સ્પર્શ ગ્રહણ કરે છે; આમ બે રીતે આકારની છાપ મગજમાં પડતાં તે ત્વરિત અને દૃઢ પડે છે. લખવામાં આંખ અને હાથનો સહકાર હરહમેશ જરૂરનો છે; તે જ સહકારની ક્રિયા અહીં પ્રથમથી જ એક આવશ્યક ટેવ રૂપે થાય છે. બાળક અક્ષર ઘૂંટે છે તેમાં આ સહકારી ક્રિયા રહેલી છે. ઘૂંટવાથી અક્ષરનો વળાંકો બાળકોના હાથમાં સહેજે આવી જાય છે. પછીથી જેવો વળાંકો હાથમાં બેઠો હોય તેવો કાઢવો સહેલો પડે છે ને તેથી અક્ષરો સારા થાય છે; કારણ કે બાળક પાસે રેતીયા સુંદર અક્ષરનો ચોક્કસ આદર્શ છે. આમ આંખ અને હાથનો

સહકાર થતાં અક્ષર જલદી ધારણ થાય છે ને તેનો આકાર સારો આવડે છે. અક્ષર શીખવતી વખતે જ નીચે જણાવ્યું છે તેમ અક્ષરનું નામ આપવાનું હોય છે. જે વખતે અક્ષરના આકારનો આંખ અને સ્પર્શને અનુભવ થાય છે તે જ વખતે અક્ષરનું નામ આપવાથી નામસંજ્ઞા યાદ રાખવાનું સહેલું બને છે. આકારના અનુભવને નામસંજ્ઞા સાથે વખતસર જોડવાથી 'બકરીનો બ' એમ શીખવવાની કડાકુટમાંથી બચી જવાય છે. વળી આ રીતે અક્ષરો શીખવવામાં એક બીજો લાભ છે. મેગુઇનનાં ત્રણ પદે શીખવવાની રીત માનસ-શાસ્ત્રના નિયમને અનુસરીને છે. પ્રથમ વસ્તુનો પરિચય ને નામસંજ્ઞા સાથે સંબંધ, પછી નામ-સંજ્ઞાની સ્મૃતિથી વસ્તુનિદર્શન ને છેવટે વસ્તુ-દર્શનથી નામસંજ્ઞા. જ્ઞાન લેવાની આ સ્વાભાવિક અને સરળ રીત છે. આથી અક્ષરોને યાદ રાખવા સહેલા પડે છે એ તો ઠીક, પણ જ્ઞાન લેવાની સ્વાભાવિક ક્રિયા કરવાની શરૂઆત થાય છે ને ટેવ પડે છે. આ પાછળનો લાભ વધારે કિંમતી છે. આમાંથી અનુભવ થતાં જ તેનું નામ શોધવું એવો સ્વભાવ બાળકમાં ઉભો થાય છે. વળી આમાં એકી સાથે બે અક્ષરો શીખવવાના હોય છે.

આ અક્ષરો એક બીજાથી આકારમાં જુદા હોવા જોઇએ. સ્મૃતિના સિદ્ધાંત ઉપર આ રચના છે. આપણને વસ્તુના સામ્ય અથવા વિરોધને લીધે વસ્તુઓ યાદ રહે છે. એકલો એક અક્ષર યાદ રાખવા કરતાં બે અક્ષરો એક બીજાના સામ્યના કે વિરોધના સંબંધથી યાદ રાખવા સહેલા પડવાના. આથી સ્મૃતિને કામ કરવાની શક્તિ કેળવાય છે. આ પણ એક ફાયદો જ છે. વળી આ જાતના અક્ષરોથી રમતો પણ રમી શકાય છે. દાખલા તરીકે શિક્ષક પાટિયા પર 'ક' લખે કે એવો 'ક' બતાવે ને બીજો 'ક' શોધાવે. અથવા બાળકો આંખે પાટા બાંધી આંગળી ફેરવી અક્ષરો શોધી કાઢે. વળી આ જાતના અક્ષરો હાથે બનાવી લેવાય છે ને એક 'સેટ' લાંબો વખત ચાલે છે. શાળામાં એક સેટ વસાવવાથી બાળકોને ચિત્રપોથીઓ કે બાળપોથીઓના ખર્ચમાંથી બચાવી શકાશે. આગળ જતાં બાળપોથી વિના કેમ ચલાવી શકાય તે વિષે લખીશું. મોન્ટીસોરી શાળામાં આ અક્ષરોને વ્યક્તિગત શીખવાય છે. પ્રાથમિક શાળામાં કદાચ વ્યક્તિગત શીખવવું આકરું પડે. કુશળ શિક્ષક વ્યક્તિગત શીખવવાની રીત કાઢી શકે. પણ વ્યક્તિને બદલે સમૂહગત

શીખવવું જરૂરનું લાગે તો તેમ પણ કરી શકાશે. અક્ષરોને શીખવવાની રીત તો એની એ જ રહે. પણ એકને બતાવે ત્યારે બધા ધ્યાન રાખે અને બધાનો વારો એક પછી એક ઘૂંટવાનો અને નામ બોલવાનો આવે. અક્ષર શીખવવાની બીજી રમતો પણ કાઢી શકાય. બે બે અક્ષરોની જોડી બનાવી દરેક જોડીને એક એક કોથળીમાં મૂકવી. આ રીતે ૨૦ જોડી થાય તો ૪૦ના વર્ગમાં મૂળાક્ષરોના બે સેટ જોઇએ. દરેક કોથળીમાં જે અક્ષરોની જોડી મૂકી હોય તે અક્ષરોને કોથળી ઉપર બરાબર તેવડા કાઢીને જ લખવા. પછી દરેક બાળકને એક એક કોથળી લઇ તેમાંના અક્ષરો ઘૂંટવાનું અને તેનાં નામો પૂછી જવાનું કહેવું. એકી સાથે આખો વર્ગ ઘૂંટવાના અને નામ શીખવાના કામમાં લાગી જશે. શિક્ષક ઉપર મોટો દરોડો પડશે પરંતુ આખા વર્ગમાં મધ-પૂડાનો ઉદ્યોગ દેખાશે. વ્યક્તિગત કામ ચાલશે. જ્યારે એક કોથળીના અક્ષરો એક બાળક શીખી લે ત્યારે તે બીજા સાથે પોતાની કોથળી બદલી લે. આવી રીતે બધી કોથળીઓના અક્ષરો બધાં બાળકો શીખી જશે. બાળકો એકબીજાને અક્ષ-રોનાં નામ પૂછી લે કે એકબીજાને અક્ષરો

શીખવે તેવી છૂટ પણ આપવી. જેને જે અક્ષરો આવડી ગયા હશે તેને તે અક્ષરો બીજાને શીખવવાનું ગમશે. દરેક બાળકને એક પૂંઠું આપવું. તેમાં તે પોતાને આવડી ગએલા અક્ષરો નોંધે. એથી કુલ કેટલા અક્ષરો આવડ્યા તેનું તેને પોતાને ભાન રહે. અક્ષરોનો એકાદ સેટ વધારે રાખ્યો હોય તો તેમાંથી ગમે તે અક્ષરને કોઇ પણ બાળક સહેલથી લઇને ઘૂંટી શકે. અક્ષરોનું સાહિત્ય કાયમની વસ્તુ છે તે ભૂલવું નહિ. આમ કરવાથી ઘડીકમાં બધે અક્ષરો આખા વર્ગને આવડી જશે. આમ છતાં અક્ષરો વર્ગમાં છૂટા મૂકી શકાય. શિક્ષકની હાજરી નીચે વિદ્યાર્થીઓ તે ઘૂંટયા કરે ને નામ પૂછતા જાય. જે અક્ષર આવડે તેને પાટીમાં લખતા જાય. ટૂંકમાં કેવી રીતે મુદ્દા સાચવીને અક્ષરો શીખવે જવા તેમાં વર્ગશિક્ષકની ચતુરાઇ ઉપર આધાર રહે છે. ચતુર શિક્ષક ઘણી યુક્તિઓ ખોળી કાઢે છે.

હવે શીખવવાની રીત લઇએ. હાથ ધોવરાવ્યા પછી અક્ષરો શીખવવાનો રિવાજ પડે તો સારૂં; કેમ કે આપણાં બાળકો ગંદાં છે એટલે તેમનું ધ્યાન સ્વચ્છતા તરફ જાય એ એક લાભ, ને હાથ ચોકખા હોય તો સ્પર્શનું કામ સારૂં થાય. પછી

બે અક્ષરો આપી વારાફરતી તેના ઉપર તર્જની અને મધ્યમા આંગળી સાથે ફેરવાવવી. તે જ વખતે અક્ષરનું નામ અનુક્રમે આપવું. જેમ કે ‘ ક ’ અને ‘ ખ ’ શીખવવો છે. ‘ ક ’ આપી ‘ ક ’ ઉપર આંગળી ઘૂંટાવવી ને ‘ ક ’ નો ઉચ્ચાર કરવો. એ એ ઘૂંટાઈ રહે પછી ‘ ખ ’ આપી ઉપર પ્રમાણે કરવું. પછી બાળકને પૂછવું: “ ખ બતાવો, ક બતાવો.” એ બાળકને આવડે તો પૂછવું: “ આનું નામ શું ? આનું નામ શું ?” જો બાળકને નામ આપતાં આવડે તો અક્ષરો આવડ્યા છે એમ સમજવું નહિતર ફરી વાર લેવા. બાળકની મરજી વિરુદ્ધ કામ ન લેવું; તેનો રાજીપો સાચવવો.

જેમ જેમ બાળક શીખતું જાય તેમ તેમ તેને તેની પાટીમાં ખીલીથી અક્ષરો માંડી દેવા. બાળકની મરજી હોય તો પેનથી તે ભલે ઘૂંટે. પરંતુ ઘૂંટવાની ટેવ મૂળ અક્ષરો ઉપર પડે તો જ ઠીક.

શીખેલા અક્ષરોનું રોજ પુનરાવર્તન કરવું. બનતાં સુધી રોજ ને રોજ આ પાઠ લેવો. આ જાતના અક્ષર દાખલ કર્યા પછી અક્ષરોની મોપાટ ન લેવરાવવી, બીજી જાતના જાતજાતના અક્ષરોને પણ છોડી દેવા.

: ૨ :

## ચલ મૂળાક્ષરો

શરૂઆતથી જ સમજણ પૂર્વકનું વાચન શીખવવા માટે અને લેખનની આડકતરી તૈયારી કરાવવા માટે ચલ મૂળાક્ષરોનું સાધન વાપરવા જેવું છે.

મૂળાક્ષરોને કાર્ડબોર્ડમાંથી કાપી કાઢવા. આ અક્ષરો રેતીયા કાગળના કાળા અક્ષરો જેવડા હોય તો વધારે સારૂં. કંઈ નહિ તો બે ઇંચથી વધારે લંબાઇના અક્ષરો તો જોઇએ જ.

વ્યંજનો ગુલાબી રંગના અને સ્વરસંજ્ઞાઓ [ ા, િ, ી, ુ, ૂ, ે ] ભૂરા રંગની જોઇએ.

સ્વર અને વ્યંજનો રાખવા માટે એક ખાનાં ખાનાંવાળી પેટી બનાવવી. દરેક ખાનાંની પીઠે અને બાજુએ અક્ષરનું નામ લખવું કે જેથી પેટીમાંથી અક્ષરો લેવા મૂકવાનું કામ સહેલું બને. પેટી સ્વચ્છ અને સુંદર હોય.

બાળકને થોડાંએક વ્યંજનો આવડે એટલે તુરત જ તેને આ કામનો પરિચય આપવો. શિક્ષક બાળકને આવડતા બે અક્ષરો પસંદ કરવા.

તે એવા હોવા જોઇએ કે જેનો શબ્દ કરતાં તે અર્થવાળો બને. દાખલા તરીકે શિક્ષકે પ અને ગ અક્ષરો પસંદ કરવા. પછી તેણે બાળકને અનુ-ક્રમે પ અને ગ પેટીમાંથી લાવવાનું કહેવું. બાળક પ ગ લાવે એટલે તેને બાળકની જ પાસે અનુક્રમે જાજમ, ભોંય કે ટેબલ પર ગોઠવાવવા. પછી બાળકને કહેવું: "વાંચો જોઇએ, શું લખ્યું ?" 'વાંચો' અને 'લખ્યું' એ શબ્દપ્રયોગો જાણી જોઇને કરવા. બાળકને વાચન લેખનનો ખરો અર્થ અહીં સમજાવવાનો હેતુ છે. બાળક પ્રથમ ધીમેથી પ......ગ...... એમ વાંચશે. તે સમજણ વિના વાંચતું દેખાશે. શિક્ષક તેને કહે: "જરા ઉતાવળથી વાંચો." બાળક ઉતાવળથી વાંચશે પ... ગ... બેચાર વાર ઉતાવળથી વંચાવતાં બાળક આખરે 'પગ' એમ વાંચશે ને તે જ વખતે તેના મનમાં પગ શબ્દનો અર્થ સ્ફુરશે– કારણ કે તે 'પગ' ઉચ્ચાર જાણે છે; તેનો અર્થ પણ જાણે છે. પ અને ગ વ્યંજનોને સાથે ગોઠવી તેમાંથી 'પગ' ઉચ્ચારવાની ક્રિયા સાથે જૂનો અનુભવ જોડાઈ જતાં વાચન અર્થવાળું બને છે. અહીંથી સમજણ પૂર્વકનું વાચન શરૂ થાય છે. એક વાર સમજણ પૂર્વકનું વાંચવાનું

ધ્યાનમાં આવ્યું અને તેનો આનંદ લીધો, પછીથી બાળક સમજ્યા વિના કશું વાંચશે જ નહિ. જ્યાં ત્યાં સમજણથી વાંચવાનો આનંદ શોધવાની એક પ્રિય પ્રવૃત્તિ થઇ પડશે.

બાળક નવા નવા શબ્દો બનાવવા માંડશે. પ્રથમ તેના ઉચ્ચારો મનમાં બોલશે. તેમાં કયા અક્ષરો છે તે શોધશે. પછી બાળક તે અક્ષરોને પેટીનાં ખાનાંમાંથી ઉપાડીને ગોઠવશે ને છેવટે વાંચીને ખાત્રી કરશે કે પોતે જે લખવા ધાર્યું હતું તે લખાયું છે કે કેમ? ભૂલ પડશે તો તે પોતે જ સુધારી લેશે, કારણ કે તે સુધાર્યા વિના બરાબર વંચાશે નહિ. અક્ષરો ગોઠવવામાં આડકતરી રીતે લેખનનું કામ ચાલે છે. પોતે ગોઠવેલ શબ્દ જ્યારે બાળક વાંચે છે ત્યારે તે લેખન અને વાચનનો સંબંધ જોડે છે.

આ રમત બાળકોને પ્રિય છે. તેઓ એકલાં અથવા સાથે મળીને કેટલાયે શબ્દો ને પછીથી વાક્યો ગોઠવે છે. આમાં કેટલુંયે લેખન અને વાચન આવી જાય છે. બાળકોને ખબર પણ નથી પડતી કે તેઓ એક રીતે વાંચે છે ને લખે છે. આ રમતના પરિચયથી બાળકો વિના શ્રમે પોથીઓ વાંચવાનું અને લખવાનું બળ મેળવી લે છે.

બાળક એકાએક પોથી લેશે ને વાંચશે. તેના હાથમાં પાટી પેન કે કાગળ પેન્સિલ આવશે ને તે લખશે.

: ૩ :

## બારાખડીનું શિક્ષણ

બારાખડીમાં શીખવવા જેવું કાનો, હ્રસ્વ ઇ, દીર્ઘ ઈ, અનુસ્વાર, વરડુ, માત્રા, બે માત્રા, એક માત્રા કાનો, બે માત્રા કાનો છે. આમાં શરૂઆતમાં કાનો, દીર્ઘ ઈ, વરડુ, એક માત્રા, એક માત્રા કાનો લેવાનાં છે. શરૂઆતના વખતમાં બે માત્રા કાનો આવતા નથી, તેમ દીર્ઘમાંથી હ્રસ્વ કે હ્રસ્વમાંથી દીર્ઘ બાળકો સમજી લે છે, તેથી તેનું ખાસ શિક્ષણ આપવાની જરૂર નથી. સાધનમાં ગુલાબી રંગના ચલ મૂળાક્ષરો અને ભૂરા રંગનો કાનો, દીર્ઘ ઈ, વરડુ, એક માત્રા, એટલાં વાનાં જોઇએ.

બાળકને બારાખડીનું જ્ઞાન આ પ્રમાણે આપવું. ચલ મૂળાક્ષરોમાંથી એકાદ વ્યંજન લઇ બાળકને પૂછવું: "આ શું છે?" તે કહેશે: "બ." અથવા બાળકને કહેવું: "બ લાવો." બ લાવે એટલે તે ટેબલ ઉપર મૂકવો. બાળક પાસે જે અક્ષરો મંગાવીએ તે તેને આવડતા હોવા જોઇએ. બધા

અક્ષરો આવડી ગયા પછી બારાખડી શીખવવી એવું રાખવાની જરૂર નથી. થોડા ઘણા અક્ષરો આવડે એટલે બારાખડી શીખવવી જેથી કરીને બાળકનું વાચનકામ શરૂ થાય ને વાચન સમજણનો રસ ઉમેરાય.

બાળક બ લાવે પછી બની પાસે કાનો મૂકી આપણે ઉચ્ચાર કરવો બા. બાળકને કહેવું: "વાંચો, બા." પછી પ કે ચ મંગાવી ઉપર પ્રમાણે કરી બાળકને વાંચવા કહેવું: "વાંચો ચા." આ પછી થોડી વાર બાળકને બા ઉપર આંગળી મૂકી કહેવું બા; પછી ચા ઉપર આંગળી મૂકી કહેવું ચા. એમ લાગે કે બાળકે બા ને ચા સમજી લીધા છે, ત્યારે તેને કહેવું: "બા બતાવો." બાળક બતાવી શકે તો તેને પૂછવું: "આ કયો? આ કયો?" અહીં અક્ષરશિક્ષણમાં છે તેમ સેગ્યુઇનનાં ત્રણ પદો છે. અક્ષરશિક્ષણમાં બીજી જે સૂચનાઓ છે તે અહીં પણ ધ્યાનમાં રાખવાની છે. બા ને ચા આવડ્યા પછી બન્ને કાનાઓ રહેવા દઇ એક કાના પહેલાં ક મંગાવી મૂકવો, બીજા આગળ હ મંગાવી મૂકવો. કા ને આંગળી અડાડી બોલવું 'કા' અને હા ને આંગળી અડાડીને બોલવું 'હા.' બાળક સમજી લે પછી

પાછાં સેગુઈનનાં બે પદ પૂરાં કરવાં; જેમ કે હા બતાવો, કા બતાવો. આ શું ? આ શું ?

આવી રીતે પાંચ દશ અક્ષરો પરત્વે કર્યા પછી બાળકને કાનાનું રહસ્ય સમજાઇ જશે. કાના પછી ઉપરની રીતે દીર્ઘ ઇ લેવી. વગેરે.

કેટલીક વાર એવું બને છે કે બાળક કા ને ક વાંચવામાં તફાવત કરતું નથી; એટલે કે કાનો વાંચે છે પણ કાનો લઇ લઇએ છીએ ત્યારે પણ કા વાંચે છે. આવાં બાળકો માટે પહેલાંક મૂકી તેને કહેવું: "આ શું ?" તે કહે. "ક." પછી તેની પાસે કાનો મૂકી આપણે પૂછવું: "આ શું ?" બાળક કહે: "કા." આમ બે ચાર વખત કરવાથી ક અને કા વચ્ચેનો ભેદ બાળક સમજી લેશે.

: ૪ :

## ચિઠ્ઠીવાચન

કક્કા બારાખડીના જ્ઞાન પછી બાળક શબ્દ-વાચન તરફ જાય છે. સમજણ પૂર્વકના વાચનની શરૂઆત અહીંથી જ થવી જોઇએ. બાળક જે વાંચે તે સમજીને જ વાંચે એવી ટેવ તેનામાં અત્યારથી પડે તો પાછળથી તેને સમજુતીનું

શિક્ષણ આપવાની માથાકુટ કરવી ન પડે. આ માટે ચિઠ્ઠીવાચન દાખલ કરવા જેવું છે.

શબ્દ વાંચતાં આવડતું હોય તેવા બાળકને આપણે કહીએ: "હું જે વસ્તુનું નામ લખું તે તમે બતાવો અથવા લાવો."

આપણે પાટીમાં કે પાટિયા ઉપર પરિચિત શબ્દો લખીએ: પગ, જીભ, મગ, ખડ, વગેરે. પછી બાળક તે વાંચે. વાંચીને તે પગ, જીભ બતાવશે અને મગ, ખડ લાવશે. અહીં પોતે જે વાંચે છે તે બધાનો કંઈક અર્થ થાય છે એવી સમજણ તેનામાં જાગશે.

આપણે શરૂઆતમાં પદાર્થનાં નામવાચક શબ્દો લખીએ. બાળકો શબ્દો વાંચતાં જશે ને પદાર્થો લાવતાં જશે. ઘડીકમાં આપણી સામે પદાર્થોનો ઢગલો થઇ જશે. વાંચ્યા પ્રમાણે જાતજાતના પદાર્થો લાવવાનું બાળકોને ગમશે. આમાં તેમને આવવા જવાનું, લાવવા મૂકવાનું એટલે કે શરીરનો વ્યાયામ મળશે તેથી તેમનામાં રમતની સ્ફૂર્તિ આવશે. તેઓ આને એક રમત જ ગણશે અને વારંવાર રમવા માગશે.

ઝટઝટ લાવી શકાય તેવા પદાર્થોનાં નામોની

સારી એવી યાદી શિક્ષકે અગાઉથી પોતાની પાસે રાખવી. એકી સાથે ઘણાં છોકરાંને આ રમત રમાડવી હોય તો રમાડનાર શિક્ષક કાળા પાટિયા ઉપર એક પછી એક શબ્દ લખતો જાય અને હારબંધ બેઠેલાં બાળકો અનુક્રમે શબ્દવાચન અને તદનુસાર ક્રિયા કરતાં જાય.

વિદ્યાર્થીઓ અંદર અંદર પણ આ રમત રમી શકે. એક વિદ્યાર્થી પાટિયા ઉપર કે પાટી ઉપર શબ્દો લખે અને બીજો તે પ્રમાણે પદાર્થો લાવે. બબ્બે ત્રણ ત્રણ વિદ્યાર્થીઓ ભેગા થઇને પણ આ રમત રમી શકે. વ્યક્તિગત બાળકને ચિઠ્ઠીઓ લખી આપીને પણ આ રમત ચલવી શકાશે.

જ્યારે વર્ગમાં આ રીતે શબ્દવાચનની રમત ચાલતી હશે ત્યારે બાળકો પાટિયા ઉપર લખેલા શબ્દો આતુરતાથી વાંચતાં, તેનો અર્થ મનમાં વિચારતાં, ને મનમાં અર્થ સ્ફૂરતાં ચીજની શોધ માટે ફરતાં જોવામાં આવશે. જ્ઞાનના વિકાસ સાથે ક્રિયાનું કામ ચાલતું હોવાથી આખો વર્ગ એકાદ આનંદી મધપૂડાનો દેખાવ આપશે. સૌ પોતાના કામમાં મચેલાં હોવાથી વસ્તુઓ લાવવા લઇ જવામાં જે એક જાતની અનિવાર્ય ગડબડ ચાલશે

તે, તેમ જ ક્રિયા માટે જે હલન ચલન થતું હશે. તે સિવાયની બીજી જાતની અવ્યવસ્થા જણાશે નહિ. એક રીતે ખરી વ્યવસ્થા જ આ કહેવાય.

બાળક ખરેખર સમજણપૂર્વક વાંચે છે કે નહિ તેની પરીક્ષા આપોઆપ જ થઇ રહેશે. કારણ કે જે બાળક વાંચી શકતું નહિ હોય તે પદાર્થ લાવી શકશે નહિ કે ક્રિયા કરી શકશે નહિ. આમાં બાળકોને રમતનો આનંદ આવતો હોવાથી વાંચ્યાનો થાક લાગ્યા વિના તેઓ ઘણું વાંચી નાખશે, અને ચિઠ્ઠીવાચનનું પુષ્કળ પુનરાવર્તન ચાલતું હોવાથી પ્રયત્ન વિના વાચનબળ કેળવી શકશે.

પદાર્થનાં નામવાચક શબ્દો વાંચવાની રમત પૂરી થતાં ક્રિયાવાચક શબ્દોની રમત ઉપાડવી. આ રમત ઘણી રીતે રમાડી શકાય. એક રીત નીચે પ્રમાણે છે.

શિક્ષક વર્ગના વિદ્યાર્થીઓને અગાઉથી નંબર આપી રાખે. પછી નંબરના ક્રમે ક્રિયાવાચક શબ્દો કે વાક્યો પાટિયા ઉપર લખ્યે જાય, અથવા વખત બચાવવા અગાઉથી પાટિયા ઉપર શબ્દો લખી રાખ્યા હોય તો પાટિયું ખુલ્લું મૂકે ને.

વિદ્યાર્થીઓને સમજાવે કે નંબરવારની ચિઠ્ઠી પાટિયા ઉપરથી વાંચવી.

બાળકોને વાંચી વાંચીને ક્રિયા કરવાનું બહુ ગમશે. પાટિયા ઉપર લખેલાં વાક્યોની રમત એક વાર રમાઇ રહે એટલે વિદ્યાર્થીઓના નંબર ફેરવી નાખવા ને એની એ રમત ફરી ચલાવવી. આથી જેટલા વિદ્યાર્થીઓ હશે તેટલી વાર રમત ચાલશે ને તેટલાં વાક્યો દરેકને વાંચવાનું મળશે. પાટિયા ઉપર અગાઉથી વાક્યો લખી રાખનાર શિક્ષક અર્ધા કલાકમાં આખા વર્ગને રમત સાથે સમજણ પૂર્વકનું બે ત્રણ પાઠનું વસ્તુ સહેજે વંચાવી લેશે.

મજા આપે તેવી ક્રિયાઓ શિક્ષકે શોધી કાઢવી. દાખલા તરીકે ઉભા થાવ, બેસી જાવ, કાન પકડો, હસો, કૂદો, નાચો, ગલોટિયાં ખાવ, કુસ્તી કરો, બધાંને પાણી પાવ, પગ પછાડો, લાંબા થઇને સૂઓ, વગેરે.

ધીમે ધીમે શિક્ષકે ચિઠ્ઠીનાં વાક્યો મોટાં કરતા જવું. વ્યાકરણની દૃષ્ટિએ વાક્યોને મોટાં કરતા જવાથી આડકતરી રીતે બીજા લાભો સાથે બાળકનું લક્ષ વાક્યરચના, શબ્દબળ, શબ્દસંબંધ વગેરે તરફ દોરાશે. શરૂઆતમાં બાળક પદાર્થ

સૂચક નામો વાંચીને ક્રિયાપદનો પરિચય પાડે છે. આગળ જતાં જ્યારે તેને 'રાતો કાગળ', 'કાળી પેન્સિલ', 'ચોરસ ટેબલ', 'ગોળ રકાબી', એવું લાવવાનું આવે છે ત્યારે કાગળ, પેન્સિલ, ટેબલ, રકાબી એવા પદાર્થોના ગુણની છાપ તેના મન ઉપર પડે છે. 'ધીમેથી દોડો', 'જોરથી દોડો', 'ખડખડાટ હસો,', 'સરખા બેસો', એવાં વાક્યો વાંચીને બાળક જ્યારે તેને ક્રિયામાં મૂકે છે ત્યારે તે અવ્યય ને ક્રિયાવિશેષણના બળનો અનુભવ કરે છે. આમ ધીરે ધીરે વ્યાકરણની દૃષ્ટિએ ક્રમિક ચિઠ્ઠીઓના વાચન દ્વારા બાળક ભાવવાચક શબ્દોનો અર્થ પણ અનુભવે છે. સમગ્ર વાચનને ક્રિયામાં મૂકવાનું હોવાથી ભાષામાં રહેલ વ્યાકરણનું બળ પણ તેનામાં સ્પષ્ટ અસ્પષ્ટ-પણે જાગે છે.

શબ્દોની પસંદગી, ચિઠ્ઠીઓની ક્રમિક ગોઠવણ વગેરે સામગ્રી શિક્ષક પાસે તૈયાર જોઈએ. વિદ્યાર્થીના ભવિષ્યના વાચનને માટે શિક્ષક આ ચિઠ્ઠીઓને વાચનપોથીના રૂપમાં ગોઠવે. વંચાએલી ચિઠ્ઠીઓ તેમ જ એવી જાતની નવી ચિઠ્ઠીઓ જુદી જુદી કાપલીઓ પર લખે અને તેનાથી રમવાની એક બીજી રમત કાઢી શકે. દશ દશ કે વીશ

વીશ કાપલીઓના કેટલાએક થોકડાઓને વર્ગ સમક્ષ મૂકીને શિક્ષક કહી શકે કે તમારી મેળાએ આ ચિઠ્ઠીઓ વાંચો ને તે પ્રમાણે કરો. અથવા તો એક ડબલામાં સંખ્યાબંધ ચિઠ્ઠીઓ મૂકે અને વિદ્યાર્થીને તેમાંથી એક એક ચિઠ્ઠી લઇને તે વાંચીને ક્રિયા કરવાનું કહે. આ વખતે ચિઠ્ઠી-વાચનનું કામ કેમ સ્વયં ચાલે છે તે જોવાનું શિક્ષકને મળશે. રમત રમાઇ રહ્યા પછી તેમ જ ચાલુ રમતે તે જોઈ શકશે કે કઇ ચિઠ્ઠીઓ બાળકો વારંવાર વાંચી તેમાં રસ લે છે, અને કઈ ચિઠ્ઠીઓમાં તેમને રસ નથી પડતો.

ચિઠ્ઠીવાચન દ્વારા શિક્ષક વિદ્યાર્થીઓની વાચનશક્તિની કક્ષા, ભિન્ન ભિન્ન ક્રિયા તરફની રુચિ અરુચિ, તેમાંથી તરી આવતાં બાળકોનાં વલણો વગેરે પણ જાણી શકશે અને બાળકની બુદ્ધિ, ક્રિયા કરવાની શક્તિ વગેરેનો સારો ખ્યાલ મેળવી શકશે; પરિણામે શિક્ષણમાં બાળકનો તે વધારે સારો સહાયક બનશે.

બે અક્ષરોના શબ્દોથી માંડીને વીશ વીશ અક્ષરના શબ્દોની ચિઠ્ઠીઓ યોજી શકાય. બાળકનું શરીર, આસપાસની પરિસ્થિતિ, તેનું જ્ઞાન, શાળા, ઘર, નિસર્ગ, ખોરાક, પહેરવેશ, ઘરેણાં વગેરે

વિષયો ઉપર ઘણી ઘણી ચિઠ્ઠીઓ આપીને ચિઠ્ઠી-વાચનનો વિષય વિશાળ બાલદુનિયાનો અને તે કારણે બાલપ્રિય બનાવી શકાય.

ખાસ કરીને શરૂઆતના ચિઠ્ઠીવાચનમાં મૂકવાચન જોઇએ. બાળકો તાણીને ન વાંચતાં મનમાં વાંચે અને અર્થ સમજવા પ્રયત્ન કરે તે તરફ શિક્ષકે ખાસ ધ્યાન આપવું. શરૂઆતમાં મુખવાચન સમજણ પૂર્વકના વાચનની આડે આવે છે. મુખવાચનમાં શુદ્ધ ઉચ્ચારની આવડત પણ સાથે જ કેળવવાની હોય છે તેથી સમજવાના કામ સાથે મોટેથી વાંચવાનું એક બીજું કામ વધે છે; માટે મુખવાચન પાછળથી આવવું જોઇએ.

ક્રિયા કરીને બાળક વાચનની સમજણ બતાવી શકે છે. એક વિશેષ કસોટી તરીકે તેમ જ મુખવાચન તૈયાર થાય તે માટે બાળક ચિઠ્ઠી વાંચીને ક્રિયા કરી રહે ત્યાર પછી તેની પાસે તે ચિઠ્ઠી તાણીને વંચાવવી. ચિઠ્ઠીની સમજણ અગાઉ ક્રિયામાં ઉતરી ગએલી હોવાથી સમજણ પૂર્વકનું મુખવાચન કરવું સહેલું પડશે; કારણ કે આ વખતે તેને સમજણની ચિંતા વિના પણ સમજ-ણના આનંદ સાથે વાંચવાનું હોય છે. વળી આ વખતે બાળક વાચનમાં યોગ્ય ભાર આપી શકશે

અને ભાવ આણી શકશે. જે ભાવ તેણે એક વાર ક્રિયામાં ઉતારી દીધો છે તે ભાવ હવે તેને વાણીમાં વ્યક્ત કરવાનું અઘરૂં નહિ પડે.

ચિટ્ઠીવાચન આગળ વાચનમાળાની ચોપડીઓનું વાચન બાળકોને ફિક્કું લાગશે. શરૂઆતનાં બે ત્રણ ધોરણોમાં પોથીના શિક્ષણને બદલે ચિઠ્ઠીવાચન જ રાખવું સારૂં છે. બેશક ચિઠ્ઠીવાચનનાં વર્ષોમાં બાળકો સમક્ષ બાલવાચનની સામગ્રી બાલપુસ્તકાલય રૂપે આવી જાય તો અવકાશે બાળકો ચિઠ્ઠીવાચન દ્વારા કેળવેલું વાચનબળ ત્યાં વાપરે અને પુસ્તકવાચનના માર્ગે જતાં થાય. ચિઠ્ઠી વાંચતાં વાંચતાં બાળકો આપોઆપ વાંચવાનાં શોખીન થશે જ. પછીથી તેઓ ચિઠ્ઠીઓને છોડીને સીધી ચોપડીઓ જ ઉપાડશે; ને એક બે નહિ પણ સંખ્યાબંધ ચોપડીઓ વાંચી નાખશે. અને આજે આપણને પુસ્તકો ભણાવવાની, વસ્તુ સમજાવવાની વગેરેની જે કડાકુટ પડે છે તેમાંથી ઘણી વિશ્રાંતિ મળશે.

## : ૫ :

## શબ્દપોથી

થોડાએક મૂળાક્ષરો શીખ્યા પછી ચલ મૂળાક્ષરોનો ઉપયોગ આવડતાં બાળક શબ્દવાચન

પર ચડે છે. તેમાં બારાખડીનું જ્ઞાન ઉમેરાતાં તેની શબ્દવાચનની શક્તિ વધે છે ને સાથે સાથે વાચનપ્રદેશ વિસ્તૃત થાય છે. આ વખતે મગ, પગ, કાકા, દાદા, બેન, તેલ, કાગડો, ચકલી, મોર, પોપટ, એવા સંખ્યાબંધ શબ્દો બાળકના વાચનનો વિષય બને છે. બરાબર આ વખતે તેનામાં શબ્દવાચનની જબ્બર ભૂખ જાગે છે. બાળક શબ્દોને શોધે છે. 'બાળપોથી' 'બાલમિત્ર' 'કુમાર' 'નવજીવન' 'ચાલણગાડી' એવા શબ્દો ઘરમાં કે શાળામાં પડેલ પુસ્તકો કે છાપાંમાંથી વાંચવા દોડે છે. ગામમાં જાય છે તો દુકાનનાં પાટિયાં વાંચવા ઊભું રહે છે. રસ્તામાં ઉડતા કાગળના ટૂકડા ઉપાડી તેમાંથી પણ એકાદ બે શબ્દો વાંચવા કરે છે. ઘણી વાર જે પુસ્તકોમાંથી કશું જ ન સમજાય તેવાં પુસ્તકો ઉઘાડીને બાળકો વાંચતાં જોવામાં આવે છે; કારણ એ છે કે તેઓ તેમાંથી શબ્દોને જ શોધતાં હોય છે. બાળક એના એ અને સંખ્યાબંધ નવા શબ્દો વાંચ્યા જ કરે છે. જેને અનુભવ છે તેઓ કહી શકે કે જ્યારે બાળકમાં આ શબ્દવાચનની ઋતુ આવે છે ત્યારે તેમને રમવા, ચિત્ર કાઢવા કે નાસ્તો કરવા કરતાં વાંચવું વધારે ગમે છે. જો તેમને મનગમતાં

શબ્દો મળી આવે તો તેઓ વાંચવાનું જલદી છોડતાં જ નથી; તેમની તે વખતની તલ્લીનતા, સ્થિરતા અને એકાગ્રતા વાચનાલયમાં બેઠેલા કોઇ પણ મોટા માણસના જેવી જોવામાં આવશે; તેમના મુખ પરની શાંતિ અને પ્રસન્નતા આપણને ચકિત કરશે.

જ્યારે બાળકમાં આવી શબ્દવાચનની ભૂખ આવે ત્યારે આપણે જો તેને શબ્દવાચનની પૂરી સામગ્રી આપીએ તો તે વધારે ને વધારે ઝડપથી ને વધારે લાંબો વખત વાંચશે. તેનામાં વાચનની રુચિ વધારે વધશે. તેની વાચનની ભૂખ વધારે સારી રીતે તૃપ્ત થશે.

દરેક પાને વેલ, પાન કે આકૃતિનો શણગાર મૂકવો જરૂરનો છે. તે છાપેલી પોથીમાં કરવા જઇએ તો પોથીઓ મોંઘી પડે. માટે દરેક શાળાના શિક્ષકો શબ્દો અને શબ્દપોથીઓ જાતે જ બનાવી લે. છોકરાઓ તે પોથીને હોંશે હોંશે ઉતારશે ને પોતાને માટે નવી પોથી બનાવી લેશે. એમાં છોકરાઓને લખવાનું, વાંચવાનું ને ઉપરાંત પોથી બનાવતાં શીખવાનું મળશે. પોથીની બાંધણી આડી રાખવાથી પાનાં ફેરવવાનું સુગમ પડશે. શરૂઆતના અક્ષરો બેવડી લીંટીએ લખેલા રાખવાથી બાળકોને વાંચવામાં મજા સાથે સહેલું પડશે. શબ્દોને શણગારવાના નથી કે તેની સાથે તેનાં ચિત્રો આપવાનાં નથી. અર્થાત્ પોથી સચિત્ર કરવાની કશી જરૂર નથી. શબ્દપોથી બાળકોને વાંચતા કરવા માટે કે તેમને વાચન તરફ અભિમુખ કરવા માટે નથી, પણ વાંચતાં થએલાં ને શબ્દો માટે ઝંખતાં બાળકો માટે છે. તે વખતે શબ્દપોથી જોઇતી જ વસ્તુ છે તેથી તેને રૂપરંગથી શણગારીને આકર્ષક કરવાનું રહેતું જ નથી.

શબ્દપોથીના શબ્દો બાળકના હમેશના અને નજીકના અનુભવોના લેવા. બાળકના પોતાના શરીરનાં અંગઉપાંગોનાં નામો પોથીનું મજાનું

વસ્તુ છે; બાળકોની ઇંદ્રિયો (આંખ, કાન, નાક, સ્પર્શ વગેરે) થી જે દેખાય છે, જે સંભળાય છે તે વગેરેના શબ્દો પણ શબ્દપોથીમાં આવે. વળી ઘરમાં વપરાતી ને ખાસ કરીને હમેશના ઉપયોગની ચીજોનાં નામો તેમ જ બા, બાપા, કાકા, વગેરે સંબંધ-સૂચક હમેશ બોલાતા શબ્દો શબ્દપોથીમાં મૂકવા જોઇએ. ઘરની બહારની વિશાળ દુનિયા કે જેનો અનુભવ બાળકમાં જેટલા પ્રમાણમાં વધ્યો હોય. તેટલા પ્રમાણમાં તેના શબ્દો પણ લેવાય. બાળકના રમત ગમતના જીવનના, દોસ્તો અને દોસ્તદારીના, તથા થયા હોય તો નાના એવા પ્રવાસોના ને છેવટે શાળાના જીવનના શબ્દોને શબ્દપોથીમાં સ્થાન અપાય.

આમ કરવાથી ગમતા શબ્દો અને વિવિધતા બન્ને મળશે. વળી જે અનુભવો થવાની અણી ઉપર બાળક આવ્યું છે, જે દુનિયા તેની આંખ સામે વધારે ને વધારે ખુલ્લી થતી જાય છે, તેના શબ્દો પણ પોથીમાં મૂકવા. એક તરફથી અનુભવને શબ્દો મળતાં ને બીજી તરફથી જાણેલા શબ્દોનો અનુભવ થતાં બાળકોનો આનંદ અને જ્ઞાન વધશે.

આવી પાંચ સાત શબ્દપોથીઓનું બીજું

પુસ્તકો સાથે નાનું એવું વાચનાલય બનાવાય; શબ્દપોથીથી બાળકને ઇતર વાચનને માર્ગે અને વાચનાલયના ઉંબરા ઉપર મૂકાય. બાળકો ત્યાં સમૂહમાં બેસી વાચનાલયની સભ્યતાના નિયમો શીખે, પુસ્તકોનો વપરાશ કેમ કરવો તે વધારે ચોખવટથી જાણે.

વાચનને માર્ગે જતા બાળકમાં શબ્દવાચન એક જરૂરીઆત છે. તે પૂરી પાડવાની આપણી ફરજ છે. એવી એક દિશા ઉપર પ્રમાણે બતાવી છે.

: ૬ :

## જોડાક્ષરોનું શિક્ષણ

જોડાક્ષર શીખ્યા વિના વાચનનો પ્રદેશ સાવ ટૂંકો, બલ્કે નહિ જેવો જ રહે. જોડાક્ષર વિનાની વાર્તાઓ લખવાનો પ્રયત્ન એટલો બધો સફળ જણાતો નથી. એમાં ભાષાની કૃત્રિમતા આવે છે. વસ્તુને પણ તાણવું પડે છે. ખરી રીતે મૂળાક્ષરો અને બારાખડીનો પરિચય આપ્યા પછી પહેલી તકે જોડાક્ષરોનું શિક્ષણ આપવું જોઇએ. જેમ મૂળાક્ષરમાં અક્ષરપરિચયનું શિક્ષણ છે તેમ જ જોડાક્ષરમાં અક્ષરસંયોગનું શિક્ષણ છે.

બાળક વાતચીત કરવા લાગી ગયું છે તેથી તેનામાં ધ્વનિઉચ્ચારની શક્તિ તો સામાન્યતઃ છે જ.

જોડાક્ષર શીખવવાની ઘણી જૂની રીત (અંગ્રેજીમાં સ્પેલિંગ ગોખાય છે તેમ) આજની શાળામાં દેખાવ દેતી નથી. આને બદલે ઘણી શાળાઓમાં પ્રથમ જોડાક્ષર શબ્દનો ઉચ્ચાર મ્હોંથી કરાવી તે પાટિયા પર કેમ લખાય અર્થાત્ જોડેલા ઉચ્ચારો કેમ લખી શકાય તે બતાવી જોડાક્ષરો શીખવાય છે. ઘણાઓનો અનુભવ એમ કહે છે કે જોડણી અને જોડાક્ષરો ઘણે ભાગે વાંચીને-આંખે જોઇને આવડી જાય છે. જેમની આંખ વધારે કામ કરે છે તેમને માટે આ ખરૂં પણ છે. આજે બાળકો બીજી ઇંદ્રિયોની કેળવણીના અભાવે એકલી આંખને વધારે વાપરે છે. બાલ-મંદિરનાં બાળકોને પણ જોડાક્ષરો નજરે દેખાડીને શીખવવું સહેલું અને રસદાયક માલુમ પડયું છે. કરેલા પ્રયોગોની દિશા નીચે પ્રમાણે છે.

આખી ભાષામાં રહેલા જોડાક્ષરોના આપણે વર્ગો પાડી શકીએ: જેમ કે રેફ વર્ગ એટલે ગર્વ, મર્મ, અધર્મ, અકર્મક, અર્ભક વગેરે શબ્દો; હ્મ વર્ગ એટલે બ્રાહ્મણ વગેરે શબ્દો; ખોડો વર્ગ એટલે વિદ્વાન્, બૃહત્ વગેરે શબ્દો. આમ દ્દ વર્ગ,

ક્રય વર્ગ, ક્ષ વર્ગ એવા વર્ગો પાડી શકીએ.

દરેક વર્ગના પ્રતિનિધિ રૂપે દસ દસ શબ્દો લઈને તેમને કાગળના ૨" × ૨" ના કાર્ડબોર્ડના પૂંઠા ઉપર લખવા. આવી રીતે દરેક વર્ગનો દસ દસ પાનાંનો એક એક ગંજીપો થશે. આ ગંજીપાઓને એકબીજાથી જુદા પાડવા તથા તેનો ચડતો ઉતરતો ક્રમ બતાવવા જુદી જુદી પેટીમાં રાખવા, અગર તો દરેક ગંજીપાનાં પાનાંની પીઠનો રંગ એકબીજાથી જુદો રાખવો અને તેની ઉપર નંબર લખવા.

જેને જોડાક્ષર શીખવવા હોય તેને પહેલા નંબરના ગંજીપામાંથી બે સાદા જોડાક્ષરો લઈ સેગુઇનનાં ત્રણ પદોથી બે શબ્દો શીખવવા. ગંજીપામાંના શબ્દો એક જ વર્ગના હોવાથી બે શબ્દો શીખ્યા પછી બીજા શબ્દો સહેલાઈથી આવડી જશે. ત્યાર પછી બીજો વર્ગ લેવો અને એમ આગળ ચાલવું. આ રીત વ્યક્તિગત બાળક માટે થઈ. જ્યાં આખા વર્ગને એકી સાથે શીખવવું હોય ત્યાં ગંજીપાના બે શબ્દો આખા વર્ગ સામે ધરી સેગુઇનનાં પદોથી જુદા જુદા વિદ્યાર્થીઓને પ્રશ્નો પૂછી તેમને શીખવવા. જ્યારે એક ગંજીપો આવડી જાય ત્યારે તે બે કે તેથી વધારે

બાળકોને રમવા આપી દેવો. સમૂહગત ચાલતા વર્ગમાં પણ બે ચાર હુશિયાર છોકરાઓને શબ્દો શીખવી દીધા પછી તેમને બીજાની સાથે ગંજીપે રમવા દેવા. રમત દ્વારા કેટલાએક જાતે રમીને અને કેટલાએક રમત જોઇને જોડાક્ષરો વાંચતા થઈ જશે.

બાળકો જોડાક્ષરની રમત આ પ્રમાણે રમે. પ્રથમ ગંજીપાનાં પાનાંઓ ચીપીને વહેંચી લે. પછી દરેક જણ એકએક પાનું પોતાના હાથમાંથી ઉતરે. પછી દરેક જણ એક પાનું વાંચતો જાય ને ઉપાડતો જાય. જે વાંચી ન શકે તે ઉપાડી ન શકે. આમ જ્યારે નીચે ઉતરાએલાં પાનાં હાથમાં આવી જાય ત્યારે ફરી ઉતરવાનું.

રમતમાં હારજીતનું તત્ત્વ દાખલ થવા ન દેવું. દરેક વાંચનાર વાંચેલું પાનું પોતાની પાસે ન રાખે. સૌનાં વંચાએલાં પાનાંનો બાજુમાં એક ઢગલો થયા કરે. જ્યારે હાથમાંથી પાનાં ખૂટી જાય ત્યારે ઢગલામાંથી વહેંચાય. જ્યારે જીતને સમૂહગત ગણવામાં આવશે ત્યારે સ્પર્ધા આદિ તત્ત્વો ન રહેતાં લુચ્ચાઈ વગેરે દાખલ થશે નહિ ને રમનારને શક્તિની કસરતનો આનંદ મળશે.

જેને શબ્દો નહિ આવડતા હોય તેને સાંભળીને અને જોઇને શીખવાની તક મળશે. તેનું

ધ્યાન હારવા જીતવા તરફ રહેવાને બદલે ન આવડતો શબ્દ કેમ વંચાય છે તે તરફ રહેશે. જ્યારે બધાને બધા શબ્દો વાંચતાં આવડી જશે ત્યારે ઉચ્ચાર અને ત્વરિત વાચનની કસરત રૂપ આ રમત લાંબો વખત ચાલશે. ઉતરવાને બદલે શબ્દોનો થોકડો વચ્ચે મૂકી દરેક જણ એક એક શબ્દ વાંચીને લેતો જાય ને પાસે જ નવો થોકડો બનાવતો જાય એવી રીતે પણ રમત ચાલી શકે. આવી રીતે બાળકો જોડાક્ષરની રમત ઘણા દિવસો સુધી રમે છે. જેમને કશું બતાવ્યું નથી હોતું તેવાં બાળકો પણ રમત જોઇને વાંચતાં શીખી જાય છે. ધીમે ધીમે જોડાક્ષરના બધા વર્ગો રમાઇ જતાં જોડાક્ષરો વાંચવાની શક્તિ ખૂબ ખીલે છે.

જેઓ જોડાક્ષરો સારી રીતે વાંચી શકે છે તેઓએ જોડાક્ષરો ઉપર એક બીજી રમત શોધી કાઢી છે. વચ્ચે પડેલ થોકડામાંથી એક એક શબ્દ ઉપાડે ને ઉપાડેલ જોડાક્ષર શબ્દ વાંચી વાક્ય બોલે છે. એક રીતે તેઓ વાક્યો બનાવી મુખનિબંધ લખે છે. જરા મોટાં બાળકોને આ રમત બહુ આનંદ આપે છે. આ રમત ભાષાજ્ઞાનમાં વિકસેલી તેઓની શક્તિની સુંદર કસોટી પણ કરે છે.

જોડાક્ષરો રમનાર સામે જોડાક્ષરનું વાચન વખતસર આવવું જોઇએ. જાતજાતની જોડાક્ષર પોથીઓ બનાવીને વાંચવા મૂકી શકાય. બાળ પુસ્તકાલયમાં આ પોથીઓ સારો વધારો કરી શકે. બરાબર આ જ વખતે જોડાક્ષરવાળી ચિઠ્ઠીઓનું વાચન ઉઘડે તો જોડાક્ષરનું જ્ઞાન બધી રીતે અર્થવાળું અને પાકું થશે. પછીથી બાળક ગમે તે જોડાક્ષરવાળું વાચન વાંચી શકશે.

બાળકને જોડાક્ષરનું વાચન આવડે પછી તેને તેનું લેખન આ પ્રમાણે શીખવવું.

પાંચ જોડેલા શબ્દો લઈ બાળકની સામે મૂકવા અને આંખથી જોઇ હવામાં આંગળી ફેરવી દૂરથી ઘૂંટવાનું સૂચવવું. બાળકના ધ્યાનમાં જોડણી રહી જશે. પછી શબ્દો લખાવવા. આમાં ખોટા પડે તે શબ્દોને ફરીથી ઘૂંટી જવાનું કહેવું. ફરી વાર શબ્દો લખાવવા. આ રીતે લખતાં આવડી જશે.

જ્યારે જોડાક્ષરની રમતો ચાલતી હોય ત્યારે શિક્ષકે વચ્ચે વચ્ચે બાળકોના મંડળમાં ભળી જઈ રમત રમી બતાવવી; અને સૌને કહી રાખવું કે જો શબ્દનો ઉચ્ચાર ન આવડે તો શિક્ષકને પૂછી જવું.

આ રીતે બાળકો ઘણી હોંશથી અલ્પ શ્રમે ઢગલાબંધ જોડાક્ષરો શીખી જશે.

: ૭ :

## આદર્શ વાચન

વાચન કલા છે, તેમ વ્યવહાર પણ છે. સુવાચનમાં મિઠાશ છે તે કલાની બાજુ છે. સમજીને વાંચવામાં વ્યવહાર સરે છે પણ કલાયુક્ત વાચનથી આનંદ આવે છે. આનંદ કલાનું અંગ છે. વ્યવહાર સાથે કલા જોડવાથી વ્યવહારની જડતા ઓછી થઈ એ સહ્ય બને છે. જીવનમાં કલા આ કામ કરે છે. આથી સુંદર વાચનની શક્તિ વિદ્યાર્થીમાં આવશ્યક છે. વાચન સારૂં થાય એટલા માટે અત્યારની શાળાઓના વર્ગમાં વિદ્યાર્થીઓ પાસે હરહમેશ વંચાવવામાં આવે છે. વિદ્યાર્થીઓ ઘેરથી વાચન કરી લાવે છે, અર્થાત તેઓ ચોપડીનો પાઠ વાંચી લાવે છે. વર્ગમાં સારૂં વંચાય એટલા માટે તેઓ આપેલો પાઠ વારંવાર વાંચે છે. આવું વાચન કરતાં કરતાં ઘણી વાર પાઠ મોઢે થઈ જાય છે. સારૂં વાચન કરાવવાની આ રીત ખોટી છે એમ પરિણામો પરથી જોઇ શકાય છે. ચાલી ગએલા પાઠો સિવાયના બીજા

પાઠો કે બીજું પુસ્તક વિદ્યાર્થીઓને વાંચવા આપીએ તો કહેશે કે અમારે એ ચાલ્યું નથી. એમ છતાં નહિ ચાલેલું તેમની પાસે વંચાવીએ છીએ તો તેઓ સારૂં વાંચી શકતા નથી. એટલું જ નહિ પણ ચાલી ગએલા પાઠના વાચનની સાથે સરખાવતાં આ નવું વાચન ઘણું હલકું દેખાય છે. વળી વાચનશિક્ષણનું કામ પહેલી ચોપડીથી જ હાથ ધરવામાં આવે છે છતાં પાંચમી ચોપડીમાં પણ વાચનશિક્ષણનો પ્રશ્ન ઉભો જ રહે છે. એટલું જ નહિ પણ આ ધોરણના વિદ્યાર્થીઓના વાચનમાં એના એ જ જાતજાતના દોષો નજરે પડે છે. વાચનશિક્ષણના આ કૂટારામાંથી પસાર થઈ જીવનમાં પડેલાઓ મોટે ભાગે વાચનશિક્ષણની નિષ્ફળતા જ બતાવે છે. વળી આ પ્રકારની વાચનશિક્ષણની પદ્ધતિથી વાચન બગડે છે. એ તો ઠીક, પણ વળી એથી ઘણી વાર વાચન ઉપર કંટાળો આવી જાય છે. વાચન સારૂં કરાવવા માટે વાચનની ઉત્તમ રીત વિદ્યાર્થીઓના મન ઉપર સારી રીતે ઠસાવવી જોઇએ. ઉત્તમ વાચનની દૃઢ છાપ ધીરે ધીરે વિદ્યાર્થીઓમાં ઉત્તમ રીતે વાંચવાની શક્તિ ને શોખનો વધારો કરે છે. આ માટે વિદ્યાર્થી પાસે વારંવાર વંચા-

વવા કરતાં તેના કાન ઉપર સારૂં વાચન પાડવું જોઇએ. વિદ્યાર્થી માત્ર સાંભળીને સંસ્કાર લેશે. એ સંસ્કારો ધીરે ધીરે પાકશે, પચશે ને વખત જતાં તેના પોતાના થઇ જશે. આખરે તે આપોઆપ જ સુંદર વાચન કરશે. આ સંસ્કાર આપનાર વાચન તે આદર્શ વાચન. આવું વાચન કેમ કરવું એ વિષે થોડુંએક લખ્યું છે.

આદર્શ વાચનમાં શિક્ષક નીચે લખી ચાર બાબતો તરફ ખાસ ધ્યાન આપે. વાચનની પસંદગી; વાચનની અનુકૂળતા; વાચનની આવડત અને વાચનવિવેક.

### વાચનની પસંદગી

વાચનની પસંદગીમાં વસ્તુ અને ભાષા બન્નેનો વિચાર કરવો જોઇએ. બાળકોની ઉંમર અને શક્તિ ઉભયનો ખ્યાલ રાખી આ પસંદગી કરવી.

અહીં વાચન એ મુખ્ય ઉદ્દેશ છે, એટલે વસ્તુનું મહત્ત્વ ગૌણ સમજવું જોઇએ. છતાં વસ્તુ એટલું બધું અરસિક ન હોવું જોઇએ કે તે જ કારણે બાળક સારામાં સારૂં વાચન પણ ફેંકી દે. તેમ જ વસ્તુ એટલું બધું વધારે પડતું રસિક પણ ન જોઇએ કે જેથી બાળકો વસ્તુની રસિકતામાં ડૂબીને વસ્તુના દેહને જ ભૂલે.

અહીં વસ્તુ સાધન છે ને આદર્શ વાચન લક્ષ્ય છે એ વાત યાદ રાખવી. આ કામ માટે આદર્શ વાચન, અને વસ્તુનું જ્ઞાન કે સમજણ એ બેને જુદાં સમજવાં. એટલા માટે જેમાં સમજાવવું પડે, ને સમજાવવાને માટે પ્રશ્નોત્તરો થાય એવું વસ્તુ ત્યાજ્ય છે. અર્થાત્ આ આદર્શ વાચન સાથે વસ્તુના શિક્ષણને જોડવું નહિ; તેનો વિચાર પણ ન રાખવો.

બાળકોની કક્ષા અને ભાષાનો ગુણ એ બે દૃષ્ટિથી ભાષાની પસંદગી કરવી. બાળકોની કક્ષાના જ્ઞાન માટે તો તેમનો સીધો પરિચય એ જ એક રસ્તો છે. એમાં કલ્પિત ધોરણ નકામું છે. ગુણની બાબતમાં ભાષા બળવાન, મિતાક્ષરી, સરલ પ્રવાહી, શાંત ઉછળતી, તાલબદ્ધ, સંગીતમય, કાવ્યમયી, સ્વરાનકૂળ, કર્ણપ્રિય, ભાવભરી ને આકર્ષક જોઈએ. આવી ભાષાવાળા પાઠો શોધવા જોઈએ. એવા ન મળે તો તેને સંસ્કારવા અથવા નવા લખવા જોઈએ. ભાષાની ખોટી પસંદગી આદર્શ વાચન અફળ બનાવે છે. બાળકમાં જેવું વાંચવાની શક્તિ હોય તેનાથી કંઈક સહેલું વાચન ખાસ કરીને પસંદ કરવું. દાખલા તરીકે ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને આદર્શ વાચન આપવાનું

છે તો તેમને માટે પહેલી ચોપડી જેવું પુસ્તક પસંદ કરવું. એક રીતે આ વિચાર ઉપર આવી ગયો છે.

### વાચનની અનુકૂળતા

વાચનની પસંદગી પછી આદર્શ વાચન માટે વિદ્યાર્થીઓને એકઠા કરવાના છે. વિદ્યાર્થીઓને એકાગ્ર કરવા માટે વાતાવરણમાં રહેલી પ્રતિકૂળતા દૂર કરી નાખવી. ગોઠવણ સુઘડ ને યોગ્ય જોઇએ. વિદ્યાર્થી સહેજે વ્યગ્ર થાય એવું કશું તેની સમીપ ન જોઇએ. નકામા પ્રેક્ષકો કે વિદ્યાર્થીઓને પહેલેથી રજા આપવી. શાંતિને જેમ બને તેમ વધારે જમાવવી. શાંતિની રમત કે શાંતિનો અભ્યાસ ઉપયોગી છે. ટૂંકામાં આદર્શ વાચન એ શ્રવણનો વિષય હોવાથી વાચનના સ્થળે (આજુબાજુમાંથી, વિદ્યાર્થીઓમાંથી અને શિક્ષકમાંથી) ગડબડ, ઘોંઘાટ ને અશાંતિ નીકળી જવાં જોઇએ. છેવટે સ્નેહભાવથી વિદ્યાર્થીઓને અભિમુખ કરી આદર્શ વાચનની સર્વ અનુકૂળતા મેળવી લેવી.

### વાચનની આવડત

શિક્ષકોને પોતાને સુંદર વાચન આવડવું જોઇએ. એને માટે નિયમો ન લખાય. ખરી રીતે આદર્શ વાચનમાં શિક્ષકની સહજ રસિકતા

મુખ્ય વાત છે. છતાં વાચનમાં થતા સાધારણ દોષો જેવા કે બહુ ઉતાવળથી વાંચવું, અત્યંત ધીમે ધીમે થોથરાઈને ડચકાં ખાતાં ખાતાં વાંચવું, એક શબ્દને બદલે બીજો વાંચવો વગેરેથી શિક્ષક તો મુક્ત જ જોઈએ. પણ આ ઉપરાંત તેના વાચનમાં ધ્વનિ, હલક, છટા, તાલ, યોગ્ય ગતિ, સ્વાભાવિકતા, સંયમ અને ભાવ જોઈએ. ધ્વનિસંયમનો અર્થ કોમળ સ્વર એમ નથી. વસ્તુના ભાવને ભાષામાં ઉતારવા માટે ધ્વનિને ચડ ઉતરના પ્રદેશમાં જતાં આવતાં આવડવું જોઈએ. એ શીખ્યું ન શીખાય. એની ચાવી વસ્તુને લાગણીથી સમજવામાં છે. વસ્તુના ભાવોમાં શિક્ષક ઓતપ્રોત થઈ શકે તો જ છાપમાં છપાએલી લાગણીઓ કંઠમાંથી ઝણઝણે.

ભાવાવેશપ્રવિષ્ટ શિક્ષકના વાચનમાં હલક, છટા, તાલ, યોગ્ય ગતિ, વગેરે વસ્તુઓ સ્વતઃ જ આવિર્ભૂત થાય છે. છતાં એ વસ્તુઓને અભ્યાસ પૂર્વક વધતા ઓછા પ્રમાણમાં સાધી શકાય. અભ્યાસી તેને બુદ્ધિથી ગ્રહણ કરે. તેણે હલક, છટા વગેરે શું છે તે નજરે જોઈ સાંભળીને સમજવાં જોઈએ. એનું જ્ઞાન પુસ્તકમાં નથી, અનુભવમાં છે. કવિઓને કે લેખકોને પોતાની કૃતિઓ વાંચતા જોવાથી

એક ઉત્તમ સાધન છે. એનો અર્થ એમ નથી કે વિદ્યાર્થીઓએ જાતે વાચન ન જ કરવું. વિદ્યાર્થીઓ આદર્શ વાચનની છાપ લીધા કરે ને પોતાને ગમતાં પુસ્તકો વાંચ્યા કરે. પણ તેમણે શિક્ષક સામે ઉભા રહીને રોજ ને રોજ વાચનનો પાઠ આપવો પડે છે તે તો જવું જ જોઇએ. પહેલી છાપ દૃઢ કરવા વિદ્યાર્થી જાતે જ તાણીને વાંચે અગર તો બીજાને સંભળાવે અગર તો સામસામે વાંચે. શિક્ષક પાસે વાંચવા સિવાયની બીજી કોઈ પણ તાણીને વાંચવાની રીત આદર્શ વાચનની છાપ દૃઢ કરશે.

: ૮ :

## શાળામાં વાચન

સારી રીતે વાંચતાં આવડવું એ એક આવડત છે. આ આવડત પણ કેળવવાની જરૂર છે.

પ્રાથમિક શિક્ષણમાં વાચન ઉપર ખૂબ ભાર મૂકવામાં આવે છે, અને તે યોગ્ય જ છે. એક વાર જેવું વાચન કરવાની જેવી ટેવ પડી તે પડી; પાછળથી તે બહુ જ મહેનતે સુધરે છે. માધ્યમિક શાળામાં પણ વાચન સુધારવા માટે શિક્ષકોને મહેનત લેવી પડે છે, ને એમ છતાં આપણે ઘણા

થોડાઓને સુંદર વાંચતાં સાંભળીએ છીએ. આનું કારણ એ છે કે પહેલેથી સુવાચન કરવાની રુચિ ઉપજી નથી; તે માટેની ટેવ પડી નથી.

સુવાચન કરવા માટેની ઘણી રીતો પ્રાથમિક શિક્ષકો અખત્યાર કરે છે. વિદ્યાર્થીઓ પરીક્ષા વખતે પાઠ્યપુસ્તકોનું સુવાચન કરી બતાવી પરીક્ષકોને સંતોષ આપે છે. પણ એવું પણ જોવામાં આવે છે કે મોટે ભાગે વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્તકના પાઠો કે જે તેઓએ વારંવાર વાંચેલા છે ને જેને પરિણામે તે લગભગ મોઢે હોય છે, તે સિવાયનાં પુસ્તકો વાંચતાં તેઓ થોથરાય છે ને વાંચ્યાનો આનંદ લઇ શકતા નથી; તેમ બીજાને સમજાય તેમ વાંચી પણ શકતા નથી.

સુવાચન માટેની કેટલીએક રીતો મેં બાળકો પરત્વે અખત્યાર કરી છે. એને પરિણામે તેઓ વાચનરસિક થયાં છે; સુંદર વાંચતાં થયાં છે એમ હું કહી શકું છું. તે રીતો આપી વાચક ભાઇઓને તેનો જાતઅનુભવ કરવા વિનતિ કરીશ.

મેં બાળક પાસે પાઠ વંચાવવાનું પહેલેથી જ બંધ કર્યું છે. એવું કદિ પણ બન્યું નથી કે બાળકને મેં મારી પાસે પાઠ વાંચી સંભળાવવાને કહ્યું હોય. પાઠો ઘેરથી કરી લાવવા અને

વળતે દિવસ મને આપી જવા એવી રીતથી બાળકોને કેવળ અજાણુ રાખવાથી તેઓ પાઠ આપવાનું જાણતાં નથી. મેં તેમના પાઠો કદિ લીધા નથી.

તેઓને કક્કો બારાખડી આવડ્યા પછી હું તેમને શબ્દપોથીઓ, વાક્યપોથીઓ, ચિત્રપોથીઓ, હાથે લખેલી વાર્તાઓ ને એવી એવી ચોપડીઓ વાંચવા માટે દઉં છું ને કહું છું: "આ તમે વાંચજો."

બરાબર આ જ વખતે અને આ વખત પહેલાં સારા વાચન માટે જે ખાસ કરીને પ્રથમ જ થવું જોઈએ, તે હું કરું છું. આ કાર્ય તે આદર્શ વાચનનું.

હું તેમને મારી આસપાસ બેસારીને તેમની પાસે સારું સારું તેઓ સમજી શકે તેવું વાંચું છું; ને જ્યારે હું વાંચું છું ત્યારે મારું વાચન બને તેટલું રસવાળું, લહેકાવાળું, છટાવાળું ને ભૂલ વિનાનું બને તે માટે પૂરી કાળજી લઉં છું. વાચનનો વિષય રસિક રાખું છું તેથી બાળકો પ્રેમથી સાંભળે છે. બાળકો વાચનનું વસ્તુ સાંભળે છે અને આનંદ લે છે તેની સાથે જ તેમના મન પર સારા વાચનની છાપ પડે છે; દિન પ્રતિદિન તે ઊંડી ને ઊંડી પડે છે. અને બરાબર આ

જ છાપ તેઓ પોતાના વાચનમાં બતાવે છે.

તેઓ પોતાને આપેલાં પુસ્તકો લઇને જ્યારે વાંચતાં હોય છે ત્યારે હું તેમની આજુબાજુ ફરતો હોઉં છું. મારો પ્રયત્ન સાચો છે કે ખોટો છે તે તેમને વાંચતાં સાંભળી નક્કી કરૂં છું. ને મને ખાત્રી થઇ છે કે સુવાચન માટે આદર્શ વાચન અક્સીર ઉપાય છે.

પ્રાથમિક શાળામાંથી વિદ્યાર્થીઓ પાસે એક પછી એકને ઉભા કરીને તેમને વંચાવવાનું કાઢી નાખી આ રીત દાખલ કરવા જેવી છે. જ્યારે વારાફરતી વિદ્યાર્થીઓને વંચાવીએ છીએ ત્યારે દરેક બાળકના મગજ ઉપર એક જ જાતના સુંદર વાચનની નહિ પરંતુ હુશિયાર ઠોઠ બધી જાતના વિદ્યાર્થીઓના વિધવિધરંગી વાચનની ચિત્રવિચિત્ર છાપ પડે છે. આ છાપ એક ઉપર એક એમ કેટલાંયે ચિત્રો ચીતર્યાં હોય ને તેનું જેવું ચિત્ર બને તેના જેવી છે. આથી હુશિયાર વિદ્યાર્થીનું વાચન પણ બગડવાનો સંભવ છે. આદર્શ વાચનમાં તો એક જ છાપ અવિચ્છિન્નપણે પડે છે, ને તે ઉંડી ઉતરે છે.

વળી ચાલુ પદ્ધતિ પ્રમાણે જેની ભૂલ પડે તેની ભૂલ કાઢીને ભૂલ કાઢનારે તેની ઉપર ચડી

જવાનું હોય છે. ત્યારે તો વાંચનાર અકળાઇ-જઈ ઢીલો થઈ જાય છે અને તેનું વાચન ઉલટું બગડતું જાય છે. ભૂલ કાઢવાથી ભૂલ માલમ પડે છે પણ તેથી તે સુધરતી નથી. આદર્શ વાચનમાં ભૂલ પડવાનું અને કાઢવાનું નથી.

બાળકો આદર્શ વાચન સાંભળે છે. તેની રીત તેમના મનમાં ઠસે છે; તે તેમને માટે આદર્શ બને છે. પછીથી બાળક તે આદર્શ સિદ્ધ કરવા જાણે કે વાંચે છે, ને તે વારંવાર વાંચે છે. તે વારંવાર વાંચી વાચનની કચાશ દૂર કરે છે. પોતે વાંચતી વખતે પોતાને જુએ છે ને સાંભળે છે તેથી તે પોતાની ભૂલ કાઢી લે છે. ભૂલ પડે છે તો બોલે છે: "ના, એમ નહિ આમ." વગેરે. આમ થાય છે એટલે તે અકળાતું નથી પણ ઉલટું જાગૃત અને આત્મવિશ્વાસવાળું થાય છે.

ચાલુ ચડાઉતરીની રીતમાં સ્પર્ધા વગેરે શિક્ષણનાં અનિષ્ટ તત્ત્વો છે. એક જણ બીજાની ભૂલ કાઢે ને ચડી જઈ સરસાઈ ભોગવે ત્યારે બીજાને ખૂંચે છે. વળી ભૂલ કાઢનારની પાછી ઘણુ ભૂલો પડે છે, ને જેની ભૂલો પડી હતી તે પાછો બીજાની ખાંગ ભૂલો કાઢે છે. આ રીતે આ એક નિરર્થક વ્યવસાય છે. આદર્શ વાચન કરનાર

શિક્ષક સાથે વિદ્યાર્થીને સ્પર્ધા નથી. તે આદર્શ રૂપ હોવાથી સુંદર સરખામણીનું સાધન બને છે. અને સરખામણી શિક્ષણમાં તંદુરસ્ત વસ્તુ છે.

આદર્શ વાચનની પદ્ધતિથી વાચનશિક્ષણ આપીએ તો વિદ્યાર્થીઓ અને શિક્ષકોનાં સમય અને શક્તિ બન્નેનો બચાવ થાય. પાઠ લેવામાં સમય તો જાય જ છે; અને તે દરરોજ. વળી દરેક વિદ્યાર્થીને તો થોડી જ ક્ષણો વાંચવાનું હોય છે; સિવાય આખા વર્ગ સાથે તેને બેસી રહેવાનું હોવાથી વિના પ્રયોજને તે વખત ગુમાવે છે. રોજની વ્યક્તિગત માથાઝીક શિક્ષકનું માથું પકવે છે. આને બદલે આદર્શ વાચનને હમેશના પાઠ લેવાના જ સમયમાં ગોઠવી દેવાય, અને તે અઠવાડિયામાં બે ત્રણ વખત રાખવામાં આવે તો પણ ચાલે. બાકીનો સમય વિદ્યાર્થીઓ વાંચવામાં ગાળે. એકબીજાનું ખોટું સાચું વાચન સાંભળવામાં વખત ખુએ તેના કરતાં નવું નવું વાંચ્યા કરે એ કેટલું લાભદાયક થાય ?

માત્ર એના એ જ પાઠો વારંવાર પરીક્ષા આવે ત્યાં સુધી વંચાવ્યાથી તે મોઢે થાય છે; ને કડકડ આવડવાથી ઉપલક રીતે વાચન સારૂં દેખાય છે તથા નવા સવા પરીક્ષકને મોહિત કરે છે. પરંતુ

તેથી ખરૂં સુંદર વાચન થયું ગણાય નહિ. એ તો ગોખણિયું વાચન કહેવાય.

આદર્શ વાચન પદ્ધતિમાં તેવા ગોખણિયા વાચનને અવકાશ જ નથી. વાચનનો સુંદર આદર્શ અમલમાં મૂકવા માટે એટલે કે વાંચવાનું બળ અને કળા ખીલવવા માટે વિદ્યાર્થીને વિશાળ વાચનની અનુકૂળતા જોઇએ છીએ. પાઠયપુસ્તકોના પાઠો વારંવાર વાંચવાનો રસ ન આપે તેવા હોય તો તે દ્વારા વાચનશક્તિ ખીલે નહિ. એમાં પાઠો મોઢે થઇ જાય પણ વાચનશક્તિ વધે નહિ.

એટલા માટે પાઠયપુસ્તકોના વાચન સાથે જ અન્ય ઈતર વાચનનો પ્રબંધ સુવાચન સિદ્ધ કરવા માટે આવશ્યક છે. દરેક વર્ગમાં બાળકોની કક્ષાનું નાનું એવું હાથે લખેલી ચોપડીઓનું કે મળે તો છાપેલી ચોપડીઓનું વાચનાલય રાખીએ. તેમાંથી પ્રસંગોપાત્ત કોઈ કોઇ ચોપડી લઇ વાંચી સંભળાવીએ ને પછી તેમને તે વાંચવા છૂટ આપીએ. તેઓ વાંચશે અને રફ્તે રફ્તે સુંદર વાંચશે.

માત્ર એકલા પાઠ્યપુસ્તકના પાઠોનું આદર્શ વાચન ન આપવું. એમ થઇ જવાનો સંભવ છે કારણ કે પાઠ્યપુસ્તક અને પરીક્ષા આપણી સામે હોય છે. આપણે તો તેનું પણ હરકોઇ પુસ્તકની માફક

વાચન સંભળાવવું. તેને પરિણામે સારૂં વાચન થશે ને તેના બળે તે પાઠ્યપુસ્તકને પણ સારી રીતે વાંચી શકશે, સ્વાભાવિક રીતે વાંચી શકશે.

આદર્શ વાચનનો પ્રયોગ કરનારાઓ એટલું ધ્યાનમાં રાખે કે આજે આદર્શ વાચન વંચાય ને કાલે તેઓ તેનાં ફળ ચાખવા ન નીકળે. આદર્શ વાચન બીજ રૂપે વાવ્યા પછી તે બાળકના મગજમાં ઉગીને મોટું થાય ત્યાં સુધી રાહ જોવી. એટલા માટે તેના શરૂઆતના પ્રયત્નોમાં બાળકને ધીમે ( પણ દૃઢતાથી અને પોતાના પ્રયત્નથી ) વાંચતું જોઇ આપણે ઉતાવળા થઇ ઉતાવળું કેમ વાંચે તેનો આગ્રહ મનમાં પણ લાવવો નહિ. માત્ર વારંવાર આદર્શ વાચનનું ખાતરપાન આપ્યા કરવું.

: ૯ :

## મૂકવાચન

વાચનશિક્ષણમાં મુખવાચન અને મૂકવાચન બંનેનો સમાવેશ થાય છે. મુખવાચન સાધારણ રીતે બીજાને વાંચી સંભળાવવા માટે છે. માણસ મુખવાચન કરી શકે, પણ મૂકવાચન કરવા જતાં પોતે જે વાંચે તે સમજી ન શકે તો તેને વાંચતાં આવડે છે એમ ન કહેવાય. મૂકવાચનથી

વાંચનારને શ્રમ ઓછો પડે છે, ઝડપ વધે છે ને સમજણપૂર્વકનું વાચન વધારે થાય છે. હજુ શાળામાં મૂકવાચનનું યોગ્ય મહત્ત્વ સ્વીકારવામાં આવ્યું નથી. કારણ એ છે કે હજી આપણે એની કિંમત સમજતા નથી. પરીક્ષાની ઢબછબ એવી છે કે શિક્ષકને મુખ-વાચન ઉપર ભાર આપવો પડે છે. શિક્ષણ અને પરીક્ષણમાં મુખવાચન અને સમજણને જુદાં ગણી મુખવાચનની કિંમતને છેક ઓછી કરી નાખી છે, ને તેને યંત્રવત્ ક્રિયા સાથે મૂકી દીધું છે. પરિણામ એ આવ્યું છે કે માણસ મુખવાચન કરતી વખતે સારૂં સમજતો નથી, ને મુખવાચ-નની ટેવ હોવાથી મનમાં પણ સંતોષકારક રીતે વાંચી શકતો નથી. મોટે ભાગે મૂકવાચનની શક્તિ માણસ શાળામાંથી બહાર પડ્યા પછી કેળવે છે. જૂનો આદર્શ તાણીને જ વાંચવાનો હતો. મનમાં વાંચે તે વાંચે છે એમ કહેવાતું જ નહિ. તે વખતની વિદ્યાને મોઢેથી પ્રગટ કરવાની હતી એ તેનું કારણ છે. આજે આપણને બીજાને વાંચી સંભળાવવા કરતાં જાતે વાંચી લેવાની જરૂર વધારે છે. વાચનનો ખરો આનંદ વાંચનારે પોતે જ લેવાનો છે. આજની ઘડીએ મૂકવાચનની શક્તિ સારી રીતે મેળવી લેવાની છે. વાંચતાં વાર લાગે તે

સારૂં ન ગણાય. વાંચીને અર્થ શોધવા રહેવું પડે એ બરાબર ન કહેવાય. જેમ વંચાતું જાય તેમ સમજાતું જાય તે જાતનું મૂકવાચન સારી રીતે ખેડાવું જોઇએ. શાળાઓએ આ માટે ખાસ યોજના કરવી જોઇએ. શરૂઆતથી જ કાળજી લેવાવી જોઇએ. શબ્દોનું વાચન શરૂ થાય ત્યારથી જ મનમાં વાંચવાની ટેવ પડવી જોઇએ. આ માટે ચિઠ્ઠીવાચન ઉપયોગી વસ્તુ છે. બાળક ચિઠ્ઠી વાંચી તે પ્રમાણે કામ કરે એવી પ્રથા પાડવાથી તે જે વાંચશે તે સમજીને જ વાંચવા માંડશે; કારણ કે તેને તે પ્રમાણે કામ કરવું છે. દાખલા તરીકે બાળકને 'નાક બતાવો' એ ચિઠ્ઠી વાંચવી છે ને તે પ્રમાણે તેને કામ કરવું છે. બાળક ગમે તે રીતે વાંચી ચલવી નહિ શકે; અર્થ નહિ બેસે ત્યાં સુધી ફરી વાર વાંચશે. અર્થ બેસશે ત્યારે જ તે ક્રિયા કરવા દોડશે. આમ સમજવા માટે મનમાં જ વાંચવાની ટેવ પડશે. આ ટેવ મૂકવાચનને પણ સારૂં કરશે. મૂકવાચન બરાબર થયું છે કે નહિ તે જોવા માટે શિક્ષક ધ્યાન રાખે કે બાળક ચિઠ્ઠી પ્રમાણે વાંચે છે કે નહિ. તેના કામ ઉપરથી તે સમજાશે. ચિઠ્ઠીનું વાચન અને તે પ્રમાણે કામ થઇ રહ્યા પછી શિક્ષક ચિઠ્ઠી

મુખવાચન તરીકે વંચાવી લેવાની છે. આથી વાંચનાર ખરેખર કેટલું સમજ્યો છે તે જણાશે. મુખવાચનને બધી રીતે સુંદર કરવા જેમ આદર્શ વાચનની યોજના છે તેમ જ અહીં પણ આદર્શ વાચનની યોજના આવશ્યક છે.

મૂકવાચનને વધારવા માટે ઇતર વાચનને વધારવાની જરૂર છે. બાળકો રાગડા કાઢી મોટેથી વાંચે તો તેને અટકાવવાની પણ જરૂર છે. પુસ્તકાલયોમાં મૂંગા મૂંગા વાંચવાની ટેવ વધારવાથી મૂકવાચન ખીલશે. મુખવાચનની પાછળ થતી મહેનત અને જતો સમય મૂકવાચન સારું થવાથી આપોઆપ બચશે.

: ૧૦ :

## મુખવાચન

મૂકવાચન અને મુખવાચન બંનેમાં મૂકવાચનની કેળવણી વધારે કિંમતી છે. છતાં મુખવાચનની સારી એવી ટેવ તો પાડવી જ જોઈએ. પ્રથમ મૂકવાચન હોય. પછી મુખવાચન સિદ્ધ કરવું. જ્યારથી બાળક ચિઠ્ઠી વાંચી તેમાં લખ્યા પ્રમાણે ક્રિયા કરે છે ત્યારથી તેનું મૂકવાચન શરૂ થાય છે. ક્રિયા કરી રહ્યા પછી તે જ વાચન તેણે

મુખથી એટલે મોઢેથી વાંચવું. આમ કરવાથી વાચનમાં જે એક પ્રકારનું રાગડાપણું અને મંદતા આવે છે તે નહિ રહે. તેથી બાળક મુખવાચનનો જાતે જ સંતોષ લેશે; તેને વાંચ્યાનો આનંદ થશે. માટે પ્રથમ મૂકવાચન અને પછી મુખવાચન એમ કરવાથી સુંદર મુખવાચન અને સારી સમજણ એમ એક પંથ ને દો કાજ બન્ને થશે.

મુખવાચનમાં મુખ્ય વસ્તુ શુદ્ધ ઉચ્ચાર, હલક, ધ્વનિમાં શબ્દનો ભાવ, યોગ્ય વિરામે અટકવું, ચોખ્ખો અવાજ, છટા વગેરે છે. માણસ સમજીને વાંચે તો તેનામાં ભાવ, વિરામ, હલક એ આવવાનાં જ. એ માટે પણ મૂકવાચન મુખવાચનના પાયા રૂપ છે.

શુદ્ધ ઉચ્ચાર માટે, મીઠા અને ચોખ્ખા અવાજ માટે તેમ જ છટા માટે આદર્શ વાચનની છાપ ભારે કિંમતી છે. માણસ વારંવાર ભૂલવાળું, ગડબડિયું, અસ્પષ્ટ વાંચે તો તેથી ભૂલ ન સુધરે. છોકરાઓ ભૂલ કાઢીને ભૂલ કરનાર ઉપર ચડી જાય કે શિક્ષક ભૂલ કરનારને વઢે કે મારે કે દસ વીસ વાર વાંચવાનું આપે તો પણ ભૂલ તેવી ને તેવી જ રહે. આ અનુભવ હવે તો આપણે કબુલ જ રાખવો પડે. આખા વર્ગનું મુખવાચન એટલે

સૂરીલાં બસૂરાં કેટલાંયે વાજાંઓનો વાચન જલસો ! એમાં કોઇને કોઈ સુધારે નહિ પણ સૌ એકબીજાને બગાડે. ખરાબ વાચન મ્હોંમાંથી આવે અને પછી સુધારવું પડે તે પહેલાં જ આદર્શ વાચનની સુંદર અને દૃઢ છાપ બાળક ઉપર પડવી જોઇએ. શિક્ષક બાળકો પાસે રોજ ને રોજ વંચાવે છે તેને બદલે પોતે સામે આદર્શ વાચન કરે એ જ સુંદર રસ્તો છે.

બાળકો હમેશ શિક્ષકની છાપ વધારે જ લે છે. તેનું અનુકરણ તેઓ કરે છે કારણ કે શિક્ષક તેની સામે મોટામાં મોટી દુનિયા છે. આથી આદર્શ વાચનની છાપ બાળકો ઉપર જરૂર પડવાની જ. આદર્શ વાચન કેવું હોવું જોઇએ, તેનું વસ્તુ વગેરેની પસંદગી એ સંબંધે ઉપર લખાઇ ગયું છે.

મુખવાચન માટે હમેશ સહેલી ચોપડીઓ પસંદ કરવી. ચોથા ધોરણવાળાં બાળકો બીજી ચોપડી કે તેની કક્ષાની ચોપડીઓનું મુખવાચન કર્યા કરે. તેઓ જાતે એકલા વાંચીને મુખવાચન કરે. તેઓ સામસામા વાંચે તે સૌથી સરસ. શિક્ષક સરખે સરખા છોકરાઓની મંડળીઓ ગોઠવી આપે. તેઓ વારાફરતી એકબીજાને વાર્તાઓ અને પાઠો વાંચી સંભળાવે; ને શિક્ષક પોતે પણ વચ્ચે વચ્ચે

જઇને એકાદ સારો પાઠ વાંચી આવે તે પણ મુખવાચનને મદદગાર થાય.

મુખવાચન માટે બાળકો જોઇએ તેવાં પુસ્તકો મેળવી લે તેવું નાનું એવું પુસ્તકાલય રચવું. શબ્દ-પોથીનું, ચિઠ્ઠીનું તેમ જ બાળપોથીઓ અને ચાલણ ગાડીઓનું વાચન તેમને માટે સારા પ્રમાણમાં રહેવું જોઇએ. આ પુસ્તકાલયમાંથી તેઓ ગમે ત્યારે લઇને વાંચે તેમ જ ઘેર લઈ જઇને પણ વાંચે તેવી ગોઠવણ કરી આપવી.

મુખવાચન વાંચવામાં જે અવાજ થાય તે અવાજ ઓછેથી કેમ થાય તે આપણે જ વાંચીને બતાવીએ. મુખવાચન વાંચવાનું મન થાય ત્યારે તેઓ એકાન્ત અને બીજાને ગડબડ ન થાય તેવી જગાએ જઈને વાંચી શકે તેવી જગા રાખીએ. તેમ જ જ્યારે તેઓ સ્વયંસ્ફૂર્તિથી મુખ-વાચન કરવા બેસે ત્યારે વાચનમાં પડતી ભૂલને સુધારવાનું તો કદિ જ ન રાખીએ. મુખવાચનમાં બાળક વધારે વસ્તુ વાંચે તેના કરતાં વારંવાર વાંચે તે તરફ ધ્યાન રહે.

: ૧૧ :

## ઇતર વાચન

આપણે પાઠ્યપુસ્તકોનો અભ્યાસ કરાવી

ભાષા ભણાવીએ છીએ. ભણાવવાની રીત કંઇક એવી થઈ પડી છે કે વિદ્યાર્થી એકલું પાઠ્ય પુસ્તક જ વાંચ્યા કરે છે. શિક્ષક અને પરીક્ષક પાઠ્યપુસ્તકના સંગીન પરિચયમાં ભણતરની સમાપ્તિ માને છે. પરિણામે વિદ્યાર્થીનું પાઠ્યપુસ્તકની બહારનું વાચન એટલે ઇતર વાચન લગભગ જુજ જેવું અથવા કંઈ નહિ જ હોય છે. આથી ભણનારમાં ભાષાશક્તિનો વિકાસ થતો નથી. તેના જ્ઞાનની મર્યાદા ટૂંકી રહે છે. ટૂંકમાં એકલાં પાઠ્યપુસ્તકો વાંચવાને લીધે વિદ્યાર્થીનું ભાષાબળ નબળું જોવામાં આવે છે.

પાઠ્યપુસ્તકોનો ઉપયોગ તો વિદ્યાર્થીને ભાષાનો ક્રમશઃ પરિચય કરાવવાનો તેમ જ ભાષાની ભિન્ન ભિન્ન શૈલીનો ખ્યાલ આપવાનો છે; જ્ઞાનના વિવિધ વિભાગો તરફ અંગુલિદર્શન કરાવવાનો મતલબ કે ભાષા એ વિકાસનું એક બળવાન સાધન છે તેનો વિદ્યાર્થીને અનુભવ કરાવવાનો, તેમ જ તે જ સાધનથી તેને સંપન્ન કરવાનો છે. પરંતુ પાઠ્યપુસ્તક જ્ઞાનકોશ નથી ને ન જ હોઈ શકે; તેમ પાઠ્યપુસ્તક સાહિત્યભંડાર પણ ન જ થઈ શકે. ભાષા દ્વારા સાહિત્યનો આસ્વાદ લેવા તેમ જ જ્ઞાનવૃદ્ધિ કરવા વિદ્યાર્થીઓ પાઠ્યપુસ્ત-

કના વાચન ઉપરાંત બહાર જવું પડે. તેણે પાઠ્ય-પુસ્તકના અભ્યાસથી વધતી જતી ભાષાશક્તિની સાથે જ નવાં નવાં પુસ્તકો વાંચે જવાં જોઇએ. પાઠ્યપુસ્તકથી મળતા બળને વાપરવા માટે વાચ-નનું વિશાળ ક્ષેત્ર તેની આગળ ઉઘડવું જોઇએ. ઇતર વાચનને શાળાના સમયમાં તેમ જ ઘરમાં સ્થાન અને માન મળવાં જોઇએ. પરીક્ષામાં તે શું કામ આવવાનું છે એવા સંકુચિત વિચારને આપણે છોડી દેવો પડે. આ માટે પ્રત્યેક શાળામાં ઇતર વાચનનું પુસ્તકાલય આવશ્યક છે. શિક્ષકોને ઇતર વાચન વિદ્યાર્થીના અભ્યાસમાં બાધા રૂપ લાગે. પરીક્ષામાં એ ક્યાં ઉપયોગી છે? વાંચવું હોય તો ફરી ફરીને પાઠ્યપુસ્તક જ વાંચે કે જેથી તે પાકું થાય, એવા વિચારો એકદમ જતાં વાર લાગે. આથી શરૂઆતમાં તો ઇતર વાચનને એકાદ વિષય ગણી તેને સમયપત્રકમાં મહત્ત્વનું સ્થાન આપીએ. એક કલાક પાઠ્યપુસ્તકનો તો બે કલાક ઇતર વાચન માટે રાખીએ. વિદ્યાર્થીઓ પોતે જ બતાવી આપશે કે પાઠ્યપુસ્તકો કરતાં ઇતર વાચન તેમને કેટલું પ્રિય છે. એટલું જ નહિ પરંતુ પાઠ્યપુસ્તકનો અભ્યાસ ઇતર વાચનને લીધે વધારે ને વધારે સહેલો થશે. વિદ્યાર્થીઓ જેમ

જેમ વાંચતા જશે તેમ તેમ તેમનું વાચનબળ વધશે; તેમ તેમ તેમની સમજણશક્તિ પણ વધશે. આનો લાભ પાઠ્યપુસ્તક ભણવામાં થવાનો જ. ખરી રીતે તો ભાષાનો પરિચય થયા પછી જાતે વાંચે જવું ને જ્ઞાન અને આનંદ લીધા કરવાં એમાં જ ભાષાનો ખરો વિકાસ છે. પાઠ્યપુસ્તકોની સહાય કદાચ અમુક શરૂઆતનાં વર્ષો સુધી ભલે રાખીએ; પરંતુ આગળ જતાં ઇતર વાચન એ જ મુખ્ય બની રહે તે તરફ જતા જઇએ. શાળામાં એક સમૃદ્ધ પુસ્તકાલય હોય, વિદ્યાર્થીઓને તેમાંથી ભિન્ન ભિન્ન વિષયનાં રસભરી શૈલીવાળાં ક્રમિક પુસ્તકો મળતાં હોય તો ભાષાનો અભ્યાસ શિક્ષકની મદદ વિના કે અલ્પ મદદથી ચાલશે જ.

શાળાની બહાર ઘરમાં પણ ઇતર વાચનનો શોખ વધવો જોઇએ. શાળાના ઇતર વાચન પુસ્તકાલયમાંથી વિદ્યાર્થીઓને પુસ્તકો મળે. શિક્ષકનો ઉત્સાહ વિદ્યાર્થીઓને ખેંચશે. ઘરે શું કરવું તે વિદ્યાર્થીઓને સૂઝતું નથી; અથવા એકલાં લેસન કરવાનો કંટાળો આવે છે. ઈતર વાચન તેમને ગમ્મત સાથે જ્ઞાન આપશે; લેસન કરવા તાજગી આપશે. ઉપરાંત વિદ્યાર્થીઓનો વખત સારી રીતે જશે.

ઇતર વાચનનું પુસ્તકાલય હોંશ અને આવ-

ડતથી થવું જોઇએ. તેમાં ગમે તે પુસ્તક ન ચાલે. વર્ગશિક્ષક પોતાના વિદ્યાર્થીઓ માટેનાં યોગ્ય પુસ્તકો ખોળી કાઢી શકે. ઘેર વાંચવા આપતી વખતે પણ વાંચનારની શક્તિનો ખ્યાલ રાખે. વળી ઇતર વાચનનો શોખ વધારવા માટે તેમ જ પુસ્તકની પસંદગી કરવામાં વિદ્યાર્થીને દોરવા માટે શિક્ષક જુદાં જુદાં પુસ્તકોમાંથી થોડું થોડું વખતે વખતે વાંચી પણ સંભળાવે.

વિદ્યાર્થીઓને ખરેખર કયાં પુસ્તકો ગમે છે ને કયાં નથી ગમતાં તે જાણવા માટે એટલે કે ઇતર વાચનમાં ક્રમિકતાનો અભ્યાસ કરવા માટે તેમ જ વ્યક્તિગત પ્રગતિ જોવા માટે પુસ્તકાલયમાં વાંચનારનાં નામો તેમ જ લીધેલાં પુસ્તકો વગેરેની નોંધ જોઇએ. એ નોંધ પરથી આખી શાળાએ કેટલાં પુસ્તકો વાંચ્યાં, કયાં ગમ્યાં, કયાં પડ્યાં જ રહ્યાં, કેટલા સમયમાં કેટલાં વંચાયાં, પ્રત્યેક બાળકે કેટલાં વાંચ્યાં, સરેરાસ બાળકદીઠ કેટલાં વંચાયાં વગેરે હકીકતો તરી આવશે. એ ઉપરથી ઇતર વાચનનું પુસ્તકાલય દિન પ્રતિદિન કેમ સુધારવું ને વિદ્યાર્થીઓને તે તરફ કેમ અભિમુખ કરવા તે પણ જણાશે.



# લીંટા

લીંટા કાઢવાનો ઉદ્દેશ અક્ષર તેમ જ ચિત્ર સારૂ હાથને સ્થિર અને છૂટો કરવાનો છે. પેન બરાબર હાથમાં રહે અને મરજી મુજબ લાંબા ટૂંકા લીંટા બાળક કાઢી શકે ત્યારે તેની કલમમાં સ્થિરતા અને છૂટ આવી ગણાય.

આ ઉદ્દેશ આપણી સામે રહેવો જોઈએ. મોટાં બાળકોમાં બે જાતનાં બાળકો હોય છે. એક એવો વર્ગ કે જેમની કલમ કાબુમાં હોય છે ને તેથી તેઓ ઘણી જ ઝડપથી લીંટા પૂરી શકે છે. આથી તેઓ જાણે કે પેન્સિલ ઘસી ઘસીને રંગ પૂરતાં હોય તેવો ભાસ થાય છે. જ્યારે બીજા વર્ગનાં બાળકો પેન્સિલ ઘસીને જ રંગ પૂરે છે. તેઓના હાથમાં ખરો કાબુ આવેલો હોતો નથી. બંનેના કામને જોવાથી જ આવડતનો તફાવત ચોખ્ખો જણાશે. રંગ ઘસનારના ચિત્રમાં સરખો

રંગ નહિ દેખાય. રંગની દિશા એક નહિ લાગે. પણ ઝડપથી છતાં ઘસ્યા વિના કામ કરનાર બાળકના ચિત્રમાં રંગની પૂરણી એક સરખી માલુમ પડશે. રંગનો જાણે કે એક સરખો હાથ (વૉશ) માર્યો હોય તેવું દેખાશે.

ઘણી વાર નાનાં બાળકો મોટાના જેવું પરિણામ લાવવા પેન્સિલ ઘસે છે. મોટાઓ તેમને પેન્સિલ ઘસતા જ દેખાય છે. મોટાઓની ઝડપથી ચાલતી પેન્સિલ પાછળ કેટલા વખતનો અભ્યાસ છે, કેટલાં પુનરાવર્તન છે તેની તેમને ખબર નથી. તેઓ તો એક સંપૂર્ણ કાર્ય જુએ છે. પણ તે સંપૂર્ણતાએ પહોંચવા કેટલી નાની નાની તૈયારીઓ ક્રમે ક્રમે થઇ ગઇ છે તે તેઓ જાણતાં નથી. આથી તેઓ ખોટું અનુકરણ કરે છે. તેઓ ઘસીને લીંટા કાઢે નહિ, કે રંગ પૂરે નહિ તે ખાસ જોયા જ કરવું; ને જ્યારે તેમ કરે ત્યારે તેમને પુનઃ પુનઃ રસ્તા ઉપર મૂકવાં.

પ્રથમથી જ લીંટાનું કામ બતાવતી વખતે કાળજી લેવી. ખરાબ ટેવ પડ્યા પછી બાળકને તેમાંથી ઉગારવા માટે તેને વારંવાર લીંટા કાઢી બતાવવા. આ વખતે લીંટા પાસે પાસે કાઢી બતાવવા નહિ, પણ છૂટા છૂટા બતાવવા. છતાં

કોઈ વાર એમ પણ બતાવવું કે ખૂબ પાસે પાસે લીંટા કાઢીને જ સુંદર રંગ પૂરી શકાય છે, નહિ કે ઘસીને. તેની નોટના પહેલા પાને અથવા વર્ગમાં લીંટા પૂરેલ આકૃતિઓ ટાંગવી. આ બધું એક વાર રસ્તેથી ખસી ગએલ બાળકને માટે છે. વળી બાળકો પહેલેથી જ છૂટે હાથે ઝરડ ઝરડ ફરડ લીંટા કાઢે તે જ સારું છે. ધીમે ધીમે બે બિંદુઓ જ મેળવવાથી હાથની છૂટ થશે નહિ. ઝડપથી લીંટા દોરવા છતાં મર્યાદા આગળ અટકી જાય એવો હાથમાં કાબુ આવે તે જરૂરનું છે.

કોઇ પણ લીંટી ધાર્યા પ્રમાણે કાઢવી એટલે બે નિશ્ચિત બિંદુઓને જોડી દેવાં, એવી રીતે કે ધારેલી દિશા આવે. ભૌમિતિક આકૃતિચિત્રની રેખાઓ એવાં બિંદુઓની છે; હરકોઈ બિંદુથી પેન્સિલ લઇ બીજા બિંદુને જોડી દેવાનું કામ બાળક લીંટા કાઢવામાં સહેજે કરે છે. બે નિશ્ચિત બિંદુઓ તેની સામે ઉભાં રહેતાં નથી, જો કે ગમે ત્યાં બે નિશ્ચિત બિંદુઓને જ તે જોડે છે. તેથી તેને બિંદુઓ જોડાશે કે નહિ. તેની ચિંતા રહેતી નથી. પ્રત્યેક લીંટામાં એ જ ક્રિયા–બિન્દુઓને જોડવાનું કામ ચાલે છે. જેમ જેમ બાળકના લીંટા સીધા અને સમાન્તર થાય તેમ તેમ તે

સામસામેનાં બિંદુઓને અજાણપણે જોડે છે એ ચોક્સ છે.

પ્રથમ તો બાળકને લીંટા દોરવાની અમસ્તી મજા આવે છે. પણ ધીરે ધીરે જેમ જેમ તેની નજર આગળ આકૃતિની પરિસીમા આવતી જાય છે, ને જેમ જેમ લીંટા બિંદુઓની બહાર ન જાય તેમ જ ટૂંકા પણ ન રહે તેવી નજરથી તે પૂરવા માંડે છે, તેમ તેમ તેની હાથની કેળવણી શરૂ થાય છે ને સાચો આનંદ વધે છે.

ભૂલ થાય છે તેવી ચિંતા માથા ઉપર ઝઝૂમતી નથી છતાં થતી ભૂલ દેખાયા કરે છે; બે બિંદુઓ દેખાતાં નથી છતાં જોડાઈ જાય છે. એમાં આ રચનાની ખુબી છે.

આમ ભૌમિતિક આકૃતિઓમાં લીંટા પૂરવાનું રહસ્ય છે. અમસ્તા લીંટા કાઢવાનો કશો અર્થ નથી.

મોટી ઉંમરનાં કેટલાંએક બાળકો જે આગળ વધેલાં નથી હોતાં તેઓ આંકીને લીંટા કાઢે છે, પણ આ ખોટો સંતોષ છે. તેમને તેમ કરતાં રોકવાં અને રસ્તે મૂકવાં.

બધી પ્રાથમિક શાળાઓના બાળવર્ગમાં આ લીંટા કાઢવાની પદ્ધતિ દાખલ કરવામાં આવે તો

બહુ જ કામની છે. એને માટેનાં સાધનો તો દસ ભૌમિતિક આકૃતિઓ, પાટી ને પત્થરપેન. આકૃતિઓ લોઢાની હોવાથી વર્ષો સુધી ચાલશે. કોઈ સમૃદ્ધ શાળા કાગળ ને રંગીન પેન્સિલો આપી શકે તો વધારે સારૂં. બાળકો રંગની મજા લઇ શકશે. પણ તેમ કરવું શક્ય ન હોય ને પાટી પેનથી ચલાવવું પડે તોયે તેના બીજા લાભો તો મળશે જ.

૧ પેન્સિલ ઉપર કાબુ આવશે.

૨ આંગળીઓ ધારે તેમ વળી શકશે.

૩ ભૌમિતિક આકારો ને તેની અંદર ડિઝાઇનો (ઘટના ચિત્રો) પાડવા તરફ બાળકો જશે.

આમ લેખન અને ચિત્રકળાની કાંઇક પૂર્વ તૈયારી થઇ શકશે.

: ૨ :

## શ્રુતલેખન

શ્રુતલેખનનો ખરો ઉદ્દેશ લેખનમાં ગતિ આણવાનો છે. જ્યાં લખવા માટે બાળકોનો હાથ તૈયાર થાય તે પહેલાં લખવાનું શીખવવામાં આવે છે, અગર તો જ્યાં બાળકોએ સ્વયંસ્ફુરણાથી વારંવાર લખીને લખવાની ઝડપ કેળવી નથી હોતી

ત્યાં બાળકો લખવામાં ધીમાં હોય છે. તેમને માટે શ્રુતલેખન વ્યવહાર્ય છે.

ઝડપ સાથે શુદ્ધ લેખન અને સુલેખન જોડી દેવામાં આવ્યાં છે. પરિણામે આજે આપણે શ્રુતલેખનમાં ત્રણ વસ્તુઓ માગીએ છીએ: સારા અક્ષર, શુદ્ધિ અને ઝડપ. પણ શુદ્ધિ વ્યાકરણનો વિષય છે; શ્રુતલેખન એની પરીક્ષા રૂપે જ હોય માટે તેને જુદો જ શીખવવો જોઇએ. એમ જ સુલેખન આવડે છે કે નહિ તે જોવાનું શ્રુતલેખન સાધન છે. પણ જ્યાં ઝડપ કેળવવા માટે શ્રુતલેખન વાપરવું છે ત્યાં સુલેખન પણ જુદા વિષય તરીકે જ રાખીએ. જોડણી, જોડાક્ષરો, વિરામો વગેરે શીખવવા માટે જુદી તેમ જ અક્ષરો સારા કરવા માટે ઘૂંટાવવું વગેરેની જુદી ગોઠવણો થવી જોઇએ. અલગ રીતે આ કામ સાથે જ ગતિનો વધારો કરવા શ્રુતલેખન ચાલે. શ્રુતલેખનમાં પડતી ભાષાની ભૂલો અને ખરાબ અક્ષરો માટે જુદે વખતે જુદા ઉપાયો લેવાય. અત્યારે ચાલે છે તેમ એક જ સમયમાં આ બધી બાબતો ન જોઇએ.

સાંભળીને લખવાની ઝડપ માટે કાન, હાથ અને આંખનો સહકાર જોઇએ. પ્રથમથી જ કાનને એવી ટેવ પાડવી કે એક વાર સાંભળીને તે તુરત

જ ગ્રહણ કરી લે. આજે શિક્ષક જ્યારે શ્રુતલેખન લખાવે છે ત્યારે છોકરાઓ 'શું ?' 'જી ?' એમ કરે છે. તેઓ આખું વાક્ય ધારણ કરી શકતા નથી. શિક્ષક બે ચાર વાર બોલે છે. શિક્ષક એક વાર ધીમેથી બોલે ને તે વખતે શિક્ષક સામે જોઈ વિદ્યાર્થીઓ સાંભળે ને પછી લખે તો એક જ વાર બોલવાથી ચાલશે.

વળી શ્રુતલેખનનો ઉદ્દેશ ઝડપ છે એટલે એનો અર્થ એવો નથી કે ગમે તેવા ખરાબ અક્ષરો કાઢીને ઝડપ વધારવી. ઝડપનું ધોરણ અતિશયોક્તિ ભરેલું ન હોય. અક્ષરો બગડે તેવી રીતે ઝડપ ન જ વધારાય. બહુ ઝડપ કરવા જતાં અક્ષરો બગડે છે. સારા અક્ષરે ખરી ઝડપ વધારવી હોય તો શરૂઆતમાં શ્રુતલેખન થોડી ગતિથી લખાવવું ને અક્ષરો તો છૂટા, મોટા અને ચોખ્ખા કઢાવવાનો જ આગ્રહ રખાવી તે માટે વખત આપવો. પણ ધીમે ધીમે તે જ અક્ષરો સાથે ગતિ વધારવી. આમ કરવાથી અક્ષરો સારા રહેશે ને ગતિ વધશે.

વળી શ્રુતલેખનનો ઉદ્દેશ ઝડપ વધારવાનો હોઇ તે ગમે તે પુસ્તકમાંથી લખાવાય. એમાં આ પાઠો ચાલ્યા છે ને આ નથી ચાલ્યા એ ન જોઇએ. જ્યારે શ્રુતલેખન માટે પાઠો નક્કી કરવામાં આવે

છે ત્યારે તો પાઠો રીતસર ગોખાય જ છે.

શુદ્ધિ વગેરેમાં વિદ્યાર્થી કેવો કાચો છે, તેના અક્ષરો કેવા છે તે શ્રુતલેખન વખતે શિક્ષક ધ્યાનમાં રાખી લે, પણ તે વખતે તે સુધારવા પાછળ ન રોકાય. તેને માટે જુદો વખત લઇ લે.

વળી ઘેરથી દસ વીશ વાર લખી લાવવાથી ગતિ વધતી નથી. ગતિનો મુખ્ય વિચાર સામે રાખ્યા વિનાનું શ્રુતલેખન વખતનો વ્યય માત્ર છે.

આમ શ્રુતલેખન જુદો વિષય કરી નાખીશું તો ઝડપથી લખવાની શક્તિ ખીલવવા બાળકો રાજી રહેશે. તેમ જ બીજા વિષયો વધારે સારી રીતે શીખવવા અવકાશ રહેશે.

: ૩ :

## જોડણીનું શિક્ષણ

જોડણીનું શિક્ષણ શિક્ષકને અને શીખનારને બન્નેને તકલીફ આપે છે. અભ્યાસના સમય દરમ્યાન વિદ્યાર્થીનું લક્ષ કંઈ નહિ તો શુદ્ધ અશુદ્ધ જોડણી તરફ ખેંચાતું કરવું જોઇએ.

જોડણી તરફ વિદ્યાર્થીનું લક્ષ દોરવાથી ધીમે ધીમે જોડણીની સુરુચિ તેઓ કેળવશે. પાંચ પચાસ

શબ્દોની જોડણી શીખવવાથી કે કરાવવાથી જોડ-ણીની રુચિ કેળવાતી નથી. જોડણીની બાબતમાં આંખ ને કાનની તીવ્રતા અને સંસ્કારિતા કેળ-વવાની જરૂર છે.

ત્રણ રીતે આપણે જોડણી સાટેની રુચિ જગાડીને કેળવી શકીએ. એક કાનની મદદથી, બીજી આંખની મદદથી અને ત્રીજી હાથની મદદથી.

ખરી રીતે જોડણી એ વાણી અને કાનનો વિષય છે. ભાષા લખાતી થઈ તે પહેલાં બોલાતી ભાષામાં વાણીની શુદ્ધિ અને કાનની તીવ્રતાને લીધે જોડણી આવી ગઇ છે. ત્યાર પછી લખાણમાં મુખ-જોડણી ઉતરી. આથી જોડણીની શુદ્ધિને માટે વાણીની નિર્મળતા ને કાનની સૂક્ષ્મતા ને તીવ્રતા કેળવવાની જરૂર છે.

વર્ગમાં શિક્ષકે શુદ્ધ વાણી બોલવી; સ્વાભા-વિકપણે બોલવી. પોતાનામાં ઉચ્ચારશુદ્ધિની કે અવાજશુદ્ધિની ખામી હોય તો દૂર કરવી.

બાળકો જોડણીશુદ્ધ વાતાવરણમાં રહેશે તેથી તેમનો કાન કેળવાશે. આ કેળવાએલા કાન દ્વારા નીચેની રીતે વિદ્યાર્થીઓને જોડણી શીખવવી.

વિદ્યાર્થીઓને ગોળાકારમાં બેસાડી શિક્ષકે કહેવું: “હું બોલું છું તે સાંભળો. તમારે કાને મારું

બોલેલું ટૂંકું સંભળાય તો બે હાથ ઉંચા કરજો ને લાંબું સંભળાય તો એક હાથ ઉંચો કરજો." ટૂંકું કોને કહેવું અને લાંબું કોને કહેવું તેનો દાખલો બોલીને આપવો. જેમ કે વિનાયકમાં વિ ટૂંકો બોલાય છે, જ્યારે વીનાયકમાં વી લંબાવીને બોલાય છે. માટે પહેલા વિનાયકનો વિ ટૂંકો કહેવાય અને બીજા વીનાયકનો વી લાંબો કહેવાય. આટલું સમજાવ્યા પછી વિચાર, વિવેક, વિના, ચીર, નીર, હીર, એ શબ્દો ઉચ્ચારવા અને હાથ ઉંચા કરાવવા.

આવી રીતે જ્યારે બાળકો ટૂંકા ઉચ્ચાર એટલે હ્રસ્વ ઉચ્ચાર અને લાંબા ઉચ્ચાર એટલે દીર્ઘ ઉચ્ચાર એમ સમજે છે એવું જણાય ત્યારે ચૉકથી પાટિયા ઉપર હ્રસ્વ ચિહ્ન લખીને વિદ્યાર્થીને કહેવું: "ટૂંકા ઉચ્ચારનું આ નિશાન (િ) અને લાંબા ઉચ્ચારનું આ નિશાન (ી)." પછી વિનાયક, વિચાર, વિવેક, વિના, ચીર, હીર વગેરે શબ્દો હ્રસ્વ દીર્ઘનાં નિશાનો મોટાં દેખાડીને લખવા. ત્યાર પછી નવા શબ્દો પાટીમાં વિદ્યાર્થી પાસે લખાવવા. આ એક જાતનું શબ્દોનું જોડણી માટેનું શ્રુતલેખન થયું. પણ આ શ્રુતલેખનનો પાયો જુદો છે. શબ્દો લખાવતી વખતે શિક્ષકે

સ્વાભાવિક ઉચ્ચાર કરવા; ખાસ લંબાવીને કે ખાસ ટૂંકાવીને જૂની શ્રુતલેખન લખાવવાની ઢબે ઉચ્ચાર ન કરવા.

શબ્દોના ઉચ્ચાર ધીરેથી, છટાથી અને અત્યંત સ્પષ્ટતાથી કરવા. બાળકોને અગાઉથી કહી રાખવું કે દરેક શબ્દ કેટલી વાર બોલાશે. કહેવામાં આવ્યું હોય તેનાથી વિશેષ વાર બોલવું નહિ. પહેલેથી જ 'શું લખાવ્યું?' 'શું લખાવ્યું?' એવા પ્રશ્નો પૂછવાની ટેવ પડવા જ દેવી નહિ.

શરૂઆતનું કામ બને તેટલા શાંત સ્થળે કરવું કારણ કે કામ કાન દ્વારા લેવાનું છે. પડતી ભૂલો સુધારવી નહિ તેમ ભૂલ પડી છે તેવું વિદ્યાર્થીને જણાવા દેવું નહિ, પણ ભૂલ પડવાનાં કારણો શોધવાં. બહેરો અથવા ઓછું સાંભળનાર વિદ્યાર્થી કે શબ્દ અને ધ્વનિનો અરસિક વિદ્યાર્થી આ રીતે જોડણી શીખી શકશે નહિ.

બાળકોને કહેવું: "તમે પોતે જેવી રીતે બોલો છો તેવી રીતે લખો. બોલો જોઈએ, રવિવાર. કહો જોઈએ, વિ તમારા કાનને ટૂંકો સંભળાય છે કે લાંબો?" વિદ્યાર્થી શુદ્ધ બોલતો હશે તો તે કહેશે: "ટૂંકો સંભળાય છે." આપણે તેને કહેવું: "ત્યારે રવિવાર લખો. વિ ટૂંકો લખશો ને?"

પછી વિદ્યાર્થીઓને પોતાની મેળાએ પોતાની વાણી સાંભળવાનું અને સાંભળીને હ્રસ્વ, દીર્ઘ-વાળા શબ્દો જાતે લખવાનું સૂચવવું. ધ્વનિ-પ્રધાન અને શબ્દપ્રધાન વિદ્યાર્થીઓ આ કામમાં બહુ રસ લેશે અને શુદ્ધ લખશે.

આ જ રીતે એક શબ્દમાં આવતા એકથી વધારે હ્રસ્વ દીર્ઘ લખવાની દિશા બાળકોને બતાવવી. આ કામ રમત જેવું થવું જોઇએ. અર્થવાળા કે અર્થ વિનાના શબ્દો વાપરી શકાય. મુખ્ય આધાર ધ્વનિ ઉપર છે. શિક્ષક પાસે સારો શબ્દસંગ્રહ રહેવો જોઇએ, અને તે કક્કાવારીના ક્રમમાં હોય તો વધારે સારૂં; તેમ જ ઉદ્યોગી શિક્ષક બે ત્રણ કે ચાર અક્ષરની જોડણીવાળા શબ્દોનો સંગ્રહ પણ રાખી શકે.

હવે આંખથી જોડણી શીખવવાની રીત વિષે વિચારીએ. આની પાછળ કોઇ શાસ્ત્રીય ધોરણનો પાયો ગોઠવી શકાતો નથી. જોડણીવાળા શબ્દો જોવડાવવા અને ધ્યાનમાં રખાવવાથી ધીમે ધીમે જોડણી એકધારી થવા લાગે છે. કોઇ પણ ચોપડીના પાનામાં પેન્સિલથી હ્રસ્વ શબ્દો અને દીર્ઘ શબ્દો ઉપર નિશાનો કરાવવાં. જાતજાતની જોડણી-વાળા શબ્દો ચોપડીમાંથી પાટીમાં ઉતરાવવા.

આ ઉપરાંત બીજી વધારે સારી રીતો વિકસાવવાની બાકી છે. જરા મોટી ઉંમરના વિદ્યાર્થીઓને પ્રૂફ રીડીંગનો શોખ લગાડીએ તો આ શબ્દ હ્રસ્વ કે દીર્ઘ તેનો વિચાર કરવો પડશે, અને તેથી તે તેનો નિર્ણય કરશે, અને કરેલો નિર્ણય વારંવાર તેને યાદ રહેશે. એકનાં એક બીબાં આંખ આગળ આવવાથી આંખ પોતે જ તેને પકડી રાખે છે અને તેથી આપણે સ્વતઃ જ વખત આવે શુદ્ધ કે અશુદ્ધ લખીએ છીએ. પ્રૂફ રીડીંગનું કામ શિક્ષક પાટિયા ઉપર બતાવી શકે.

હાથથી જોડણી બે રીતે સાધી શકાય; એક તો શુદ્ધ જ શબ્દોની વારંવાર નકલ કરવાથી, અને બીજું ગળામાંથી વાણી હ્રસ્વ નીકળે છે કે દીર્ઘ તે ભેદ હડીયા કે ટોટા ઉપર આંગળીઓ મૂકીને પારખવાથી. આપણે આપણા ટોટા ઉપર આંગળી મૂકી બોલીશું તો આંગળીઓ ઉપર ટોટો શબ્દોચ્ચારણને લીધે ઉંચો નીચો થતો માલુમ પડશે. હ્રસ્વ દીર્ઘનો ભેદ ટોટા ઉપર આંગળીઓને જણાય છે તેની દરેક શિક્ષક પ્રથમ પોતે ખાત્રી કરે. આ ખાત્રી વિદ્યાર્થીને પણ કરાવે એટલે વિદ્યાર્થીઓ પાસે હ્રસ્વ દીર્ઘવાળા શબ્દો ઉચ્ચારાવે, અને આંગળીઓ ઉપર હ્રસ્વ દીર્ઘના થડકા કેવા

લાગે છે તેનો અનુભવ કરાવે. વિદ્યાર્થી આથી બીજી રીતે પણ હ્રસ્વ દીર્ઘનો ભેદ પકડતાં શીખશે; અને જેમ પોતાની વાણીમાં રહેલી શુદ્ધિ કાનથી સાંભળી શકશે તેમ સ્પર્શથી અને સ્નાયુથી પણ તે વાણીને સાંભળશે અને તેની શુદ્ધિ અશુદ્ધિ લેખનમાં ઉતારશે.

: ૪ :

## શબ્દો છૂટા પાડવા

વાણી શબ્દસંગીત છે. વાણીની મધુરતા, કોમળતા, મૃદુતા તેમ જ કર્કશતા, કઠોરતા વગેરે વાણીસંગીતના સૂરો છે; અને વાણીમાં શબ્દ પરત્વે કે વાણી પરત્વે વ્યક્ત થતું ડોલન એ શબ્દ-સંગીતનો તાલ છે. આપણે બોલીએ છીએ ત્યારે તાલબદ્ધ બોલીએ છીએ. 'રામે ફળ ખાધું.' એમાં 'રામે' 'ફળ' 'ખાધું' એ શબ્દો છૂટા પાડીને શબ્દે શબ્દ ઉપર અમુક જાતનો ભાર આપીને આપણે બોલીએ છીએ. એને હું ડોલન અથવા તાલ કહું છું. 'રામે' 'ફ' 'ળખાધું' એમ જો બોલીએ તો આપણે બેતાલ બોલ્યા કહેવાઇએ. ઘણી વાર છાપાના દોષને લીધે પુસ્તકમાં આવું બેતાલું વાંચી કંટાળીએ છીએ. આમ

તાલબદ્ધ લખવું આપણને સ્વાભાવિક છે. દરેક શબ્દ ઉપરનો તાલ બે શબ્દ વચ્ચે રહેલા સમય-અંતરમાંથી ઉત્પન્ન થાય છે.

આ અંતર ગમે તેટલું ટૂંકું હોય તો પણ એ અંતર હોય તો જ તાલ ઉત્પન્ન થાય. આપણે આ અંતર છોડીને બોલવાનો પ્રયત્ન કરીએ તો આપણી બોલી બીજા સમજી શકે નહિ. નાનાં બાળકોની બોલી કેટલીક વાર નથી સમજાતી, તેમ જ બેભાનીમાં પડેલા માણસની બોલી પણ નથી સમજાતી, તેનું કારણ શબ્દો વચ્ચેનું અંતર ઉડી જતાં વાક્યમાં બેતાલપણું ઉભું થાય છે તે છે.

માણસો જ્યારે લખવા માંડ્યા હશે ત્યારે જાણે કે પોતે બોલે છે તેમ લખે છે એમ સમજીને, શબ્દોને પાસે પાસે લખીને, લખેલું વાંચવા બેઠા હશે. પરંતુ જ્યારે તેમણે શબ્દો એકબીજામાં પેસી ગએલા જોયા હશે, અને પોતે લખેલા શબ્દોનો અર્થ પોતાને શોધવો પડ્યો હશે, અથવા તો તે શબ્દોમાંથી તેમને અનર્થ નીકળતો લાગ્યો હશે, ત્યારે કેમ લખવું તેના વિચારે તેઓ ગયા હશે; અને વિચાર કરીકરીને તેમણે વાણીમાં રહેલ ડોલનને શોધી કાઢી લેખનમાં ઉતાર્યું હશે. તેમના આ પ્રયત્નોમાંથી શબ્દો છૂટા પાડીને લખવાની

રીત શોધાઈ હશે, એમ અટકળ કરી શકાય છે.

આગળના વખતનાં વાર્તા આદિ પુસ્તકોમાં જોઇશું તો તેમાં પ્રકરણોનું, પેરેગ્રાફોનું, પૂર્ણ-વિરામનું, શબ્દોને છૂટા પાડવાનું વગેરે કશું ઠેકાણું નહિ મળે. વાણિયાના જૂના કાગળોમાં એ નહિ દેખાય; પત્રોમાં એ નહિ દેખાય; ક્યાંઇ પૂર્ણ વિરામ મળશે જ નહિ. એક શબ્દથી બીજો શબ્દ છૂટો પણ નહિ દેખાય. એક વખત એવો હતો કે જ્યારે લેખનમાં કાનોમાત્ર પણ ન હતાં. ધીરે ધીરે વાણીમાં રહેલ ડોલનની સમજણ આવવા લાગી. એક વિચાર પૂરો થાય છે ત્યારે સહેજે આપણે અટકીએ છીએ. આ વસ્તુને લેખનમાં પૂર્ણ વિરામ તરીકે ઉતારવામાં આવી છે. એક જ વસ્તુને ઉદ્દેશીને.દર્શાવેલ વિચાર પૂરો બોલી રહીએ છીએ ત્યારે આપણે વધારે વિરામ લઇએ છીએ. નવો વિચારસમૂહ પ્રગટ કરતા પહેલાં ઠીક આરામ લઇએ છીએ. આપણામાં રહેલી આ સ્વાભાવિક-તાને આપણે ઓળખીને લેખનમાં પેરેગ્રાફો પાડીને પ્રગટ કરીએ છીએ. આમ જ લેખનમાં શબ્દોને છૂટા પાડવા, વાક્યોને અંતે પૂર્ણવિરામ મૂકવાં, વાક્યસમૂહોના પેરેગ્રાફો બનાવવા અને પેરેગ્રાફોનું પ્રકરણ અને પ્રકરણોનું પુસ્તક કરવું,

એટલે સુધી આપણે પહોંચ્યા છીએ. આ બધું વાણીમાં રહેલ ડોલન કે તાલને લેખનમાં યથાસ્થિત રીતે ઉતારવાના પ્રયત્નોનું પરિણામ છે.

વાણીશિક્ષણમાં કર્ણેન્દ્રિય અગત્યની વસ્તુ છે. વાણીમાં રહેલ ડોલન આપણે કાનથી સાંભળી શકીએ છીએ. ડોલનને સૂક્ષ્મપણે પણ સમજી લેવા માટે કાનની ઇન્દ્રિયનો વિકાસ બરાબર થઇ જવો જોઇએ. આપણે લખીએ છીએ ત્યારે આપણે આપણી વાણી કે બીજાની વાણી કાને સાંભળીને લખીએ છીએ. આથી જો આપણે આપણી વાણીને લેખનમાં ઉતારવી હોય તો આપણે તેને કર્ણેન્દ્રિય પર મોટી રીતે છાપવી જોઇએ, કે જેથી તે કાગળ ઉપર તેમ જ છપાય. હાથને તો માત્ર લખવાનું કાર્ય કરવાનું છે. મગજે હાથને શું લખવું તેનો હુકમ જ આપવાનો છે; પણ કેવું લખવું જોઇએ તેનો નિર્ણય તો કાને મગજ પાસે મૂકવાનો છે. પહેલાં બાળકોને શબ્દો છૂટા પાડતાં શીખવવું હોય તો તેમની આંખની મદદ વડે તેમને કદાચ શીખવી શકાય. જેમની કર્ણેન્દ્રિય બરાબર હોય તેમને તો એ ઇન્દ્રિય દ્વારા જ લેખનની શુદ્ધિ શીખવવી. બાળકોના કાન વાણીમાં રહેલ ડોલનને લેખનમાં સમજતા થઈ જાય એટલે

તે ડોલનને લેખનમાં કેવી રીતે વ્યક્ત કરવું તે પણ તેમને બતાવી શકાય. લેખનમાં છૂટા શબ્દો, છૂટાં વાક્યો, પારાઓ વગેરે પછી એના મેળાએ પડવા લાગે.

પ્રથમ બે ચાર બાળકોને બોલાવીને શબ્દો છૂટા ન લાગે તેવી રીતે એક વાક્ય બોલી બતાવવું. પછી એ જ વાક્ય સ્વાભાવિકપણેથી બોલી બતાવવું. પછી જરા વધારે ડોલનથી એટલે શબ્દો વચ્ચે વધારે સમયનું અંતર રાખીને વાક્યનો ઉચ્ચાર કરવો. એ તરફ બાળકોનું ધ્યાન ખેંચવું. તેમને કહેવું: "સાંભળો, હું બોલું છું. તેમાં બોલમાં કટકા પડે છે તે ગણો." દાખલા તરીકે 'મારી પાસે બે રૂપીઆ છે.' એ વાક્ય 'મારી... પાસે...બે...રૂપીઆ...છે.' એમ બોલી બતાવવું. ચાણીથી કટકા પાડીને મૂકવા ને બાળકો પાસે ગણાવવા. બાળકો કહેશે: "પાંચ કટકા છે." પછી બીજું, પછી ત્રીજું એમ થોડાંએક વાક્યો મૂકી તેમાં કેટલા કટકા પડે છે તે ગણાવવા. પછી 'જો પેલું બકરીનું બચ્ચું' કે એવી સાદી કવિતાની લીટીના કટકા પડાવવા. પછી બીજી કવિતાની લીંટીઓના કટકા પણ પડાવવા. બાળકોએ કાને સાંભળીને કટકા પાડવાના છે. આમ

કરવું બાળકોને ગમ્મત રૂપ લાગશે. રમત રૂપે આ ઠીક વખત ચાલશે. કોઈ બાળકની ગણતરીમાં ભૂલ પણ થશે. સામાન્ય રીતે તાલધ્વનિપ્રધાન બાળકોની ભૂલો ઓછી થશે. આમ સારી રીતે ગણતાં આવડી ગયા પછી કાગળ ઉપર શબ્દોને પાસે પાસે મૂકી એક વાક્ય લખવું, અને મોઢેથી બોલાતા વાક્યમાં રહેલું ડોલન લખવામાં કેમ દર્શાવાય તે પ્રત્યેક શબ્દ પછી લીંટી મૂકીને બતાવવું. અને વિદ્યાર્થીઓને કહેવું કે આ રીતે તમે લખવામાં પણ કટકા પાડી શકશો. વિદ્યાર્થીઓ આ રમત પકડી લેશે. તેમને નાનાં નાનાં વાક્યો આપવાં જેવાં કે—

એક મોર કળા કરે છે.
મારે ઘેર એક પોપટ છે.
હું કાલે ઘેર આવું છું.
આંખ વિના જોવાય છે.

બાળકોને કહેવું કે તેઓ વાક્યોના શબ્દોને પેન્સિલના ઉભા લીંટાથી છૂટા કરી બતાવે. શરૂઆતના દિવસોમાં તેઓ વિભક્તિને, તો અને ને જેવા અવ્યયો અને કેટલાંએક ક્રિયાપદો જેવાં કે કરે અને છે તેમ જ બે અને છે ને છૂટા પાડવા ન પાડવામાં ભૂલો કરશે. ધીમે ધીમે બાળકો

આવી ભૂલો કરતાં અટકશે. નાનાં વાકયો ઉપરથી મોટાં અને આગળ જતાં વધારે મોટાં વાકયોના શબ્દો છૂટા પડાવવા.

આ માટે છેક નાનાં વાકયોથી માંડીને મોટાં વાકયો સુધીનો સારો એવો સંગ્રહ તૈયાર રાખવો. આ વાકયો ડોલનની દૃષ્ટિએ ખાસ પસંદ કરવાં. કેટલાંક વાકયો એવાં હોય છે કે જેમાં ડોલન હોતું જ નથી. સાહિત્યમાં રહેલ સંગીતને જાણ-નાર માણસ ડોલનને તરત પકડી શકે છે, અથવા ડોલનની ખામીઓ સહન કરી શકતો નથી.

નાનામાં નાનાં વાકયોમાં—

મારા કાકા

નાના કાકા

ભાઇ બેન

કાકા મામા

એવાંને લેવાય ને મોટાં વાકયો તો કુસુમાવલિ અથવા કાદમ્બરીમાંથી પણ લેવાય.

લંબાઇના પ્રમાણમાં વાકયોના ક્રમ પાડવા. અને પ્રત્યેક ક્રમમાંથી થોડાંએક વાકયો લઈ પ્રત્યેક ક્રમનાં વાકયોના શબ્દોને પાસે પાસે લખી જુદા જુદા કાગળો તૈયાર કરવા.

વળી શબ્દો છૂટા પાડવાની રમત શીખ્યા

પછી પુસ્તકોમાં છાપેલા શબ્દો છૂટા છે કે પાસે છે તે બાબત તરફ તેમનું લક્ષ ખેંચવું. તેમને મોઢેથી નાનાં નાનાં વાક્યો લખાવવાં ને લખતી વખતે રમતનું ફળ કેવું આવ્યું છે ને શી કચાશ રહી ગઇ છે તે જોવું.

વાક્યોની પસંદગીમાં વસ્તુની પસંદગીનો પણ વિચાર કરવાનો રહે છે. જો બાળકો લેખન સાથે સાથે અર્થમાં રસ લેતાં જતાં હોય તો વસ્તુની પસંદગી જરૂર ઉપકારક થઇ પડે.

શરૂઆતનાં વાક્યો એવાં પસંદ કરવાં કે જેમાં વિભક્તિ કે એવી, ભૂલો ઉપ્તન્ન કરે છે તેવી વસ્તુઓ વાક્યોમાં ન આવે. સામાસિક શબ્દો, બે ક્રિયાવાળાં ક્રિયાપદો, પ્રત્યય કે ઉપસર્ગવાળા શબ્દો, વગેરે ભૂલ ખવરાવે તેવા શબ્દો શરૂઆતની રમતમાં દાખલ કરવા નહિ.

આ રમતના અવાન્તર લાભો પણ લક્ષમાં લેવા જોઇએ. વાચન અને લેખન આનો અવાન્તર લાભ છે. જોડણી તરફ આડકતરી રીતે બાળકોનું ધ્યાન જાય છે એ પણ એક વિશેષ લાભ છે.

: ૫ :

## સારા અક્ષરો

વિદ્યાર્થીઓના અક્ષરો સારા થાય માટે કૉપી બૂક લખાવાય છે. તેનાથી અક્ષરો ખરેખર સારા થયાનું પૂરવાર થયું નથી. ઉલટું આજના જમાનામાં આપણા અક્ષરો દિન પ્રતિદિન ઓછા સારા થતા જાય છે. કૉપી બૂક પણ પરીક્ષાનો વિષય છે તેથી શિક્ષકને અને વિદ્યાર્થીને ગમે તેમ કરી સારા અક્ષરોનું પરિણામ બતાવવા પૂરતી જ ચિંતા રહે છે. જે વિદ્યાર્થી સારી કૉપી લખી શકતો નથી તેને બીજા વિદ્યાર્થીઓની મદદ મળી રહે છે. કૉપી બૂકથી કદાચ કૉપી બૂકમાંના અક્ષરો કાઢવા જેટલો હાથ બેસે છે પણ તેથી છૂટથી અને ગમે તેવા કદના અક્ષરો કાઢવાની શક્તિ મળતી નથી. ખરી રીતે એ શક્તિ જ સારા અક્ષરો માટે જરૂરની છે. ઘૂંટવાથી સારા અક્ષરો બની શકે છે એ સિદ્ધાંત કૉપી બૂકમાં સિદ્ધ થતો નથી કારણ કે ઘૂંટવા માટે જે એક ચોક્કસ મરોડ ઉપર અનેક વાર હાથ ફેરી જવો જોઇએ તે કૉપી બૂકમાં શક્ય નથી. કૉપી બૂકમાં તો માત્ર અમુક અક્ષરો લખી જવાનું મળે છે. પાટીમાં ખડીથી અક્ષરો લખ-

વામાં અક્ષરો લખવાનું જે પુનરાવર્તન થાય છે તે પણ કૉપી બૂકના લેખનમાં નથી કારણ કે ખડીના અક્ષરો રોજ ને રોજ નવા લખાય છે ને તેવી રીતે અક્ષરોનું કેટલુંયે પુનરાવર્તન થાય છે. કૉપી બૂક લેખનમાં અક્ષરો ખરાબ ન આવે માટે ખૂબ ધીમેથી ડાઘો ન પડે તેમ લખવાનું છે. હલી જાય કે બગડે તો રબ્બરથી તે કાઢી નાખવાનું હોય છે. એમાં ભૂલને પડવા જ ન દેવી એવો હેતુ હોવાથી હાથ લંબાઇને બીકે બીકે કામ કરે છે. તેથી લખવામાં જે છૂટ અને છૂટ સાથે જે ભૂલ-રહિતપણું ને સુંદરતા જોઇએ તે ન જ મળે. વારંવાર બગાડીને સારૂં કરવાની છૂટ હોય છે ત્યારે જ ખરાબમાંથી સારામાં જવાય છે. પહેલેથી બગાડાય જ નહિ એમ નિયમ હોય છે ત્યાં ચેતન વિનાનું, સ્વતંત્ર કાબુ વિનાનું, જડપણું આવે છે ને તે તેટલી જ મર્યાદામાં પ્રવર્તે છે. વળી જે બાળકોને લખતાં આવડ્યું છે પણ જેમના અક્ષરો સારા થયા નથી તે પાછળથી સુધારવા માટે કૉપી બૂક લખાવવામાં આવે છે. લગભગ બધા બાળકોના અક્ષરો સારા હોતા નથી કારણ કે આપણી અક્ષરો શીખવવાની રીત જ અક્ષરો ખરાબ કરાવે તેવી છે. પ્રથમ બાળકોને ખરાબ

અક્ષરોને માર્ગે જવા દેવાં ને પછી કૉપી લખાવી સારા અક્ષરો કરાવવા એ 'શીદીભાઇના ડાબા કાન' જેવું થયું કહેવાય. પ્રથમથી જ અક્ષરો સારા શીખવવા કે બગડ્યા પછી સારા કરવા એ બેમાં શું સારૂં છે તે કહેવાની જરૂર નથી. કૉપી બૂક પાછળ જે શ્રમ અને દ્રવ્યનો વ્યય અક્ષરો બગડ્યા પછી કરવામાં આવે છે, તેને બદલે એ શ્રમ અને ખર્ચ પ્રથમથી કરવામાં આવે તો ? જો આપણે પ્રથમથી જ સારા અક્ષરો માટે ઉપાય લઇએ તો કૉપી બૂક આપોઆપ જ નીકળી જાય.

સારા અક્ષરો કાઢવામાં બે જાતની આવડતની જરૂર છે: અક્ષરના સારા આકારનો ખ્યાલ-અનુભવ અને સારા અક્ષરો કાઢવાનો આંગળાં અર્થાત્ હાથનો કાબુ. આજે આપણે અક્ષરોનું જ્ઞાન કરાવીએ છીએ, પણ સારા અક્ષરોનું નહિ. બાળક આગળ પ્રથમથી જ સુંદર આકારના અક્ષરો આવે તે માટે આપણે દરકાર નથી કરી. આપણે તેને શીખવવા માટે જે અક્ષરો પાટીમાં લખી આપીએ છીએ તેમાં ઘાટીલાપણાની આપણને થોડી કાળજી છે. છાપેલા અક્ષરોની મદદથી અથવા અક્ષરોનાં પત્તાં કે ગંજીપાથી આપણે બાળકને અક્ષરો શીખવીએ છીએ. તે અક્ષરો કેટલા વિરૂપ છે તેની ખાત્રી

કરવા તેની ઉપર ફરી વાર નજર કરવી. માટે આપણું પ્રથમ ધ્યાન બાળકો સામે પહેલેથી જ સુંદર અક્ષરો આવે તે તરફ જવું જોઇએ.

જો બાળકોને સારા, ઘાટીલા આકારનો પ્રથમથી પરિચય કરાવ્યો હોય તો તેઓ તેવા જ કાઢવા જશે. આંખથી થતો અક્ષરોનો અનુભવ અધૂરો છે. જો સાથે સાથે જ સ્પર્શથી અનુભવ આપીએ તો જ તેમનો ખ્યાલ સ્પષ્ટ ને પૂર્ણ થાય. અક્ષર શીખવાની ઉંમરનાં નાનાં બાળકોની આંખો કાચી–અવિકસિત હોય છે, જ્યારે સ્પર્શ વધારે તીવ્ર હોય છે. માટે બાળક અક્ષરોની સપાટીને સ્પર્શીને અક્ષરોનો સંપૂર્ણ ખ્યાલ લે તેમ કરવું જોઇએ. આ માટે કાં તો રેતીમાં કાઢેલા કે પાટિયા ઉપર ધૂળમાં કાઢેલા કે રેતીયા કાગળના બનેલા અક્ષરો ઉપર આંગળીઓ ફેરવી બાળકે તેને જાણવા જોઇએ. હરકોઇ કરકરી સપાટીવાળા અક્ષરો ચાલી શકે. અલબત્ત આ અક્ષરો વારેવારે આકારમાં બદલાતા જવા ન જોઇએ. બાળકો આગળ અવ–લથી આખર સુધી એક જ સુંદર ઘાટના અક્ષરો આવે. ઘાટ વારેવારે બદલાય તો એક ચોક્કસ ઘાટની છાપ સ્પર્શ અને ત્યાંથી મગજ ઉપર ન પડતાં પરિણામ રૂપે ચોક્કસ ઘાટ મગજ ઉપર

છપાય નહિ. વારંવાર બદલાતા ઘાટને લીધે મગજ ઉપર એક ઉપર બીજી ને બીજી ઉપર ત્રીજી એમ જાતજાતની છાપો પડવાથી મૂળ અક્ષરની છાપ વિકૃત થઇ જાય છે.

મનમાં રમતી અક્ષરની છાપને બરાબર બહાર ઉતારવા માટે હાથ અને આંગળાંમાં પેન્સિલ કે પેન પકડવાનો અને તેને બરાબર ગતિ આપવાનો કાબુ જોઇએ. આ કાબુ આપ્યા પહેલાં જ એટલે કે અક્ષરશિક્ષણની શરૂઆત સાથે જ પેન વાપરવી પડે છે. કાબુ વિનાના હાથથી અક્ષર ખરાબ જ આવે છે. માટે એક બાજુથી અક્ષરોનો ખ્યાલ અક્ષરો ઘૂંટાવીને આપવો જોઇએ, તેમ જ બીજી બાજુથી હાથ ઉપરનો કાબુ પેન્સિલ કે પેનનો છૂટો વપરાશ કરાવીને જ આપવો જોઇએ. આ માટે બાળકને લીટાથી આકૃતિઓ ભરવાનું શીખવવું જોઇએ. પાટી કે કાગળ ઉપર ભૌમિતિક આકૃતિ કાઢી બાળક તેમાં લીટા પૂર્યા જ કરશે. આથી હાથ બરાબર સ્થિર અને ધાર્યા પ્રમાણેનો આકાર કાઢી દે તેવો કાબુ લઇ લેશે. લીટા વિષે આ સંબંધે વિગતથી લખવામાં આવ્યું છે.

: ૬ :

## પત્રલેખન

આપણે ત્યાં પત્રલેખનની કળા હજી અણવિકસી છે. આપણે જ્યારે બીજા દેશના વેપારીઓ, મુત્સદ્દીઓ, કેળવણીકારો, મિત્રો વગેરેના પત્રો વાંચીએ છીએ ત્યારે આ બાબતની ખબર પડે છે. આપણી શાળાઓમાં પત્રલેખનનો વિષય છે ખરો, પણ તેમાં માત્ર મોટે ભાગે જૂની વેપારી રીતના કાગળો લખતી વખતે મથાળું કેમ બંધાય અને અંતે કેમ લખાય તે જ શીખવાય છે. થોડાએક પત્રોના નમુના ગોખાઇ જવામાં પત્રલેખન આવી જાય છે. પરીક્ષા વખતે કે અમસ્તું દરેક બાળકનું પહેલેથી તે છેડે સુધી એક જ ઢબનું લખાણ દેખાય છે. આ ગોખેલું ભણતર પાછળથી ભૂલાઇ જવાય છે અને મોટે ભાગે ઠેકાણા વિનાના પત્રો લખેલા જોવામાં આવે છે.

જ્યારથી બીજા દેશોના પત્રો આપણી જાણમાં આવ્યા છે ત્યારથી શાળામાં નહિ પણ વ્યવહારમાં પત્રલેખન સારૂં થતું જાય છે. અંગ્રેજી પત્રોમાંથી આપણે ઘણું ઉપાડી લેવા લાગ્યા છીએ, અને તેથી પત્રનાં મથાળાં અને અંત ઉચિતતા

પ્રમાણે વિવિધ થતાં જાય છે. જૂની ઢબનાં લાંબાં મથાળાં નવા લેખકોમાં ક્યાંઇ નથી જડતાં. કંકોત્રી કે મેલામાં હજી જૂની પત્રલેખનશૈલી ચાલે છે ને વેપારીઓએ પણ જૂની રીત જ સાચવી છે.

જેમ મથાળામાં આપણા પત્રલેખનમાં ફેરફાર થયો તેમ જ લખવાની શૈલીમાં પણ થયો છે. પ્રત્યેક પત્રલેખક પ્રણાલિકાને અનુસરતો નથી; માત્ર હકીકતને લખી જતો નથી; પોતાની વિશિષ્ટ લેખનશૈલીથી પોતાના વિચારો લખે છે. આથી વાંચવાનો આનંદ વધે છે. પત્રલેખન વ્યવહારનું એટલે ઉપયોગી સાધન થવા ઉપરાંત કલાની કૃતિ પણ થતું જાય છે.

ભાષાજ્ઞાન અને ભાષારસિકતા જેમ જેમ વધતાં જાય છે તેમ તેમ તેનું પ્રતિબિંબ પત્રોમાં પડે છે. વાંચવી ગમે તેવી સાદી, છટાદાર અને જોરદાર ભાષામાં પત્રો લખાતા જાય છે. પત્રોમાં પણ શબ્દોને કાળજીપૂર્વક વાપરનારાઓ પોતાના પત્રોને શક્તિવાળા બનાવે છે.

કેટલાએક મિત્રો પોતાની પત્રલેખનશક્તિનો પત્રો લખી લખી ખાસ વિકાસ કરે છે; કેટલાએક જેમ વાર્તા રૂપે લેખ લખે છે તેમ

પત્રાવલિ રૂપે પણ લેખ લખે છે.

વળી પત્રલેખનમાં તેની આસપાસની બાજુ પણ ધ્યાનમાં આવતી જાય છે. ગમે તેવો કાગળ, ગમે તેવી શાહી, ગમે તેવી રીતે મથાળેથી તે છેડે સુધી લખેલું લખાણ એ જતાં જાય છે ને તેને બદલે કાગળની, રંગની, કદની, શાહીની, ટાંકણી વગેરેની પસંદગી બદલાતી વધતી અને સુધરતી જાય છે. તારીખ ક્યાં લખવી ને શરનામું કેમ લખવું એમાં જાતજાતના નમુના ઉમેરાતા જાય છે. શ્રી. બચુભાઈ રાવત અને ભાઈ અનન્ત પંડ્યા ને એવા ઘણા રસિક, કલાપ્રિય જનો અક્ષરોના મરોડ અને જગ્યાની ગોઠવણમાં ખૂબ ખીલવટ કરે છે.

પરિણામે જેઓ સાહિત્યરસિક છે, જરા વિશાળ દુનિયાના પત્રલેખન સાથે પરિચિત છે, તેઓએ પત્રલેખનની કળા ખીલવવા માંડી છે; અને આપણને વખતે વખતે ટપાલીના હાથમાંથી પોતાના હાથમાં ઝટ લેતાં મન થાય, અને એક જાતના આનંદના અનુભવ સાથે શરનામાથી માંડી અંદરના કાગળના છેલ્લા અક્ષર સુધી વારે વારે વાંચી જવાનું ગમે તેવા પત્રો પણ હવે મેળવી શકીએ છીએ.

પણ આવી જાતના પત્રલેખનનું વર્તુળ માત્ર ટૂંકું છે. અંગ્રેજી ભણેલા, સાહિત્યરસિકો ને કલાપ્રિય જનો આ કળા ખીલવી રહ્યા છે. લોકોનો મોટો ભાગ હજી ધૂડિયા જેવા પત્રો લખે છે; વંચાવવા આવે તો કોઈ વાર કંટાળાથી વાંચવાનું ગમે તેવા પત્રો ચાલે છે કારણ હજી નવા પત્રલેખનને શાળામાં સ્થાન અપાયું નથી. શાળામાં હજી જૂની પુરાણી રીત ચાલે છે, અને તેમાં પણ કશું ધ્યાન અપાતું નથી. એક નકામા વિષય જેવો એ વિષય આજે થઇ પડ્યો છે!

શાળામાં પત્રલેખનનો વિષય નવેસરથી દાખલ કરવો જોઇએ; તેમ જ તેને ભાષા, વસ્તુ અને કલા એ ત્રણે દૃષ્ટિથી રજુ કરવો જોઇએ.

ભાષાનો વિષય ભાષાશિક્ષણ સાથે સંકળાએલો છે અને રહે. છતાં પત્રલેખનની ભાષા એ નિબંધની ભાષા નથી તેમ જ પુસ્તકની ભાષા પણ નથી. એ ભાષણની ભાષા પણ નથી. પાસેથી દૂર ગએલા માણસ સાથે વાત કરવા માટે પત્ર છે, અને છતાં તે ટેલીફોન જેવો નથી. અર્થાત્ પત્રની ભાષા મુખની જોઇએ ને છતાં તે લખાણમાં શોભે તેવી જોઇએ. પત્રમાં ભાષા એવી રીતે દેખાવી જોઇએ કે જાણે વાંચનારને સ્થળનું અંતર

સાલે નહિ. પછી ભલે શૈલી વર્ણનાત્મક હોય, સંવાદાત્મક હોય, ચર્ચાત્મક હોય કે વ્યાખ્યાનાત્મક હોય.

પત્રનું વસ્તુ તો તેજ છે કે જે લખનારનું કથિતવ્ય છે. વસ્તુ પરત્વે કશો નિયમ ન હોય. પણ વસ્તુ સ્વાભાવિક જોઇએ, અંતરમાંથી ઉપજતું જોઇએ; લખવા ખાતર લખેલું ન જોઇએ. અર્થાત્ વસ્તુ સર્જન રૂપ હોવું જોઇએ. પત્રવ્યવહારનો ઉદ્દેશ માણસજાત પરસ્પર દૂર છતાં પાસે આવે ને તેમ થતાં એક બીજાને વધારે ને વધારે સમજે એ હોઇ શકે. આથી પત્ર કૃત્રિમ ન જ હોઇ શકે. પત્ર ધંધાનો હોય કે પ્રેમનો, પણ તે ખરા જીગરનો જોઇએ. આ વસ્તુવિચાર તરફ ભણનારાઓનું ધ્યાન જવું જોઇએ.

પત્રલેખનમાં કળા સચવાય માટે સુંદર અક્ષરોનું શિક્ષણ પ્રથમ છે. છાપેલ જેવા અક્ષરો જ સુંદર ગણાય છે એમ નહિ. અક્ષરો મરોડદાર, ચોખ્ખા, એકધારા, સ્પષ્ટ અને આંખે ઉઠે એ સુંદર છે. શબ્દો છૂટા પાડીને લખવું અને યોગ્ય પારાઓ પાડવા એ સુલેખનમાં આવી જવું જોઇએ. પારાઓનું શાસ્ત્ર ખીલવવાની વધારે જરૂર છે

વાચન ઝડપથી થવું જોઇએ. દરેક વિચાર ચોખ્ખે-ચોખ્ખો સ્પષ્ટપણે વાંચનાર આગળ દેખાવો જોઇએ. પારા પાડવાની કળાથી આ વિભાગ સારો થાય છે. વિચારે વિચારે પારા જરૂરના છે. જેટલા પારા વધારે તેટલું વાચન સરલ અને ત્વરિત બને છે.

કાગળની ચોખ્ખાઇ, કવર અને કાગળની સાઇઝનો મેળ, બીડવાની ખુબી, સુઘડ શરનામું, એ બધું પત્રલેખન સાથે ખીલવવું જોઇએ ને શાળામાં ભણાવવું જોઇએ.

હવે આ બધું કરવા માટે પ્રથમ તો ઉત્તમ પત્રલેખનના નમુનાઓવાળી પત્રલેખનપોથીઓ-ચોપડીઓ બાળકો આગળ ઇતર વાચન રૂપે આવવી જોઇએ. આવી ચોપડીઓ આપણે ત્યાં તૈયાર નથી તો શિક્ષકો પોતાની શાળા પૂરતી તે હાથે લખીને તૈયાર કરી શકે છે. આ નમુના પોથીમાં વિવિધ પત્રો હોય ને તે સુંદર શૈલીથી લખાએલા હોય.

મોટા નાના માણસોના સાચે સાચા સુંદર પત્રોના સંગ્રહો છપાએલા ન મળે ત્યાં સુધી તેને પણ શિક્ષક સંગ્રહે અને બાળકો માટે વાંચવા મૂકે.

આવું ઈતર વાચન પત્રલેખન માટે સારી

તૈયારી રૂપ થશે.

બીજું વર્ગમાં પાટીમાં પત્રો લખાવવા કરતાં બાળકો એક બીજા પર સાચે સાચા પત્રો લખે ને એક બીજાને વંચાવે તેવી પ્રેરણા કરવી. શિક્ષક પોતે પણ રોજ એક બે પત્રો જુદા જુદા બાળકો પર લખે.

એવું પણ બની શકે કે દરેક બાળક કોઈ ને કોઈના પર રોજ એક પત્ર લખે અને શાળામાં જ રાખેલી એકાદ પેટીમાં નાખે ને એકાદ છોકરો સાંજે પેટી ખાલી કરી ટપાલી જેમ વહેંચે. આથી પત્ર લખવાનો અને વાંચવાનો સાચો અનુભવ થશે.

શરનામાં કેમ કરવાં વગેરે સુઘડતા માટે શાળામાં નમુના રૂપે પોસ્ટકાર્ડો અને કવરો રાખવાં. કોઈના સારા નમુનાનો પણ સંગ્રહ રાખવો. છોકરાઓ તે જુએ અને તે ઉપરથી પોતાનાં કવરો, કાર્ડો વગેરે ઉપર શરનામાં કરે.

અંદર શું લખવું તે બાબતમાં બાળકોને છૂટાં મૂકવાં. એમને ઠીક લાગે તે લખવા દઈએ. તેઓ પોતાના પત્રોમાં પોતાની વાતો, નાની વાતો, પોતાના દૃષ્ટિબિંદુએ લખે તે જ સારો પત્રવ્યવહાર છે; તે જ સાચું પત્રસાહિત્ય છે; તેમાંથી જ તેઓ સાચા પત્રલેખકો થશે.

: ૭ :

## નિબંધલેખન

આપણી પ્રાથમિક શાળાઓમાં નિબંધલેખનનું શિક્ષણ વર્ષોથી ચાલે છે. નિબંધલેખનનું શિક્ષણ એકંદરે બીજા વિષયોથી વધારે અઘરું ગણાય છે. સ્વ૦ નવલરામભાઇએ ‘ નિબંધરીતિ ’ નામનું નાનું એવું ઉપયોગી પુસ્તક લખી નિબંધલેખનના વિષય ઉપર સારું અજવાળું પાડયું છે. વિદ્યાર્થીઓ એ પુસ્તકમાંથી નિબંધલેખનના નિયમો યાદ રાખી શકે છે. ‘ નિબંધસંગ્રહ ’ નામનું એક બીજું પુસ્તક પણ બહાર પડેલું છે. એમાં જુદા જુદા વિષયો ઉપર તૈયાર નિબંધો છે. વિદ્યાર્થીઓ આ નિબંધો મોટે ભાગે વારંવાર વાંચીને ( ગોખીને ) શીખે છે. કેટલાએક હુશિયાર વિદ્યાર્થીઓ તેનો સાર ધ્યાનમાં રાખી નિબંધ લખતી વખતે તેનો સારો ઉપયોગ કરે છે. સાત ધોરણ પૂરાં કર્યાં પછી ‘ નિબંધરીતિ ’ના નિયમો ‘ નિબંધરીતિ ’ માં જ રહે છે; ગોખેલું વસ્તુ આસ્તે આસ્તે સરી જાય છે ને નિબંધ શીખેલા વિદ્યાર્થીનો લેખનપ્રબંધ શિક્ષક અને વિદ્યાર્થી બન્નેને શરમાવે તેવો દેખાય છે. આ સ્થિતિ અત્યંત સ્વાભા-

વિક છે. અંગ્રેજી ભણેલા વિદ્યાર્થીઓને સ્વભાષામાં સારૂં લખાણ કરતાં નથી આવડતું એ ઉઘાડી વાત છે; પણ ટ્રેનિંગ કૉલેજમાં ત્રણ વર્ષ સુધી જેમણે માતૃભાષાનો ખાસ અભ્યાસ કર્યો છે એવા સીનિયર શિક્ષકોના લેખન તરફ જોઈએ તો મનમાં દુઃખ થાય છે. આપણી આસપાસ નજર નાખીશું તો કેવો અનુભવ થશે? વાંચી શકે, વાંચીને સમજી શકે, વાચનમાં રસ લઈ શકે, વાંચેલા લેખ ઉપર સારૂં એવું વિવેચન કરી શકે ને સમાલોચના પણ લઇ શકે એવા સુશિક્ષિત જનોની સંખ્યા ઓછી નથી. તેમને લખતાં આવડે છે, તેમને વિચાર દર્શાવતાં આવડે છે, તેમને અવકાશ પણ હોય છે, તેમનામાં સંકલ્પબળ પણ હોય છે; ને છતાં તેઓ કહે છે કે 'અમે લેખ જેવું લખી ન શકીએ.' તેઓનું સાધારણ લખાણ જોઈશું તો તેમાં અમુક પ્રસંગો બાદ કરતાં થોડું જ ઠેકાણું લાગશે. એકાદ માસિકના તંત્રીની ઑફિસમાં જઇને બેસીશું તો માલુમ પડશે કે શોકડાબંધ લેખોનો તેના ઉપર વરસાદ વરસે છે પણ તેમાંથી થોડા જ લેખો તે પસંદ કરી શકે તેવા હોય છે; અને પસંદ કરેલા લેખો જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણે ઘણી વાર

બોલીએ છીએ કે નથી આ લેખોમાં ભાષાનું બળ કે નથી એમાં વિચારનું બળ. આવા લેખો તંત્રી મહાશયે શા માટે પસંદ કર્યા હશે? આપણે ત્યાં પ્રસિદ્ધ થએલાં ઘણાં પુસ્તકોને જરા કાળજીથી જોઇએ તો આપણે નિરાશ થઇએ. મૌલિક લેખોનો અભાવ એ જ વસ્તુની સાક્ષી પૂરે છે.

આ પરિસ્થિતિનું કારણ નિબંધનું શિક્ષણ છે. નિબંધશિક્ષણને માથે આ કાંઈ જેવો તેવો આક્ષેપ નથી. પ્રશ્ન એ છે કે નિબંધનું શિક્ષણ ખરાબ છે માટે સુધારવું જોઇએ, કે તેવા શિક્ષણને લીધે ભાષાના પ્રદેશમાં નવું સર્જન કરવાની શક્તિ કુંઠિત થાય છે માટે તેના શિક્ષણને શાળામાંથી રજા આપવી જોઇએ?

આ પ્રશ્નનો જવાબ આપીએ તે પહેલાં નિબંધ એટલે શું અને તે કેવી રીતે પ્રગટ થઇ શકે તેનો થોડોએક વિચાર કરીએ, ને પછી જોઇએ કે શાળામાં તેને સ્થાન છે કે કેમ?

કાંઇ પણ લખવું તે નિબંધ નથી. ટાઇપરાઇટર લખે છે, મિતાક્ષરી ભાષા (શૉર્ટ હૅન્ડ) લખનાર પણ બીજાના કહેવાથી લખે છે, લહીઓ લખે છે, કારકુનં લખે છે ને છાપખાનાનો કંપોઝીટર પણ લખે છે. પણ તેથી તેમનું લખાણ

નિબંધ નથી એ સ્પષ્ટ છે. પણ વાણિયો વેપારના કાગળ લખે છે, મિત્ર પોતાના અંતરની ઉર્મિ-ભર્યો પ્રેમપત્ર મિત્રને લખે છે, પ્રવાસી પોતાના પ્રવાસના અનુભવોને પોતાની રોજનીશીમાં ટાંકે છે ને શિક્ષક નોકરી માટે કે પ્રમોશન માટે અરજી કરે છે, એ બધું લેખન તે નિબંધ છે. આવું કથન જરા વિચિત્ર લાગશે, પણ તે થોડો જ વખત.

નિબંધની વ્યાખ્યા ગમે તે અપાઇ હશે. મેં તે વ્યાખ્યા ગોખી પણ હશે પણ આજે તે ભૂલી ગયો છું. હું એક બે નવી વ્યાખ્યાઓ ઉપજાવી કાઢું છું. ' નિશ્ચય અથવા નિર્ણયપૂર્વક બાંધેલા વિચારોને લખીને વ્યક્ત કરવા એનું નામ નિબંધ. ' અથવા ' પોતાના વિચારોને યથાનિયમ મૂકવા તેનું નામ નિબંધ. ' જે કોઈ માણસ પોતાના અંતરના વિચારોને વ્યવસ્થિત રીતે મૂકી શકે તેને હું નિબંધકાર કે લેખક કહું. પછી તે વિચારો વેપારીના કાગળમાં હોય કે મિત્રના પત્રમાં હોય કે વકીલની દાવાઅરજીમાં હોય કે ન્યાયાધીશના ફેસલામાં હોય. માણસોને આજે આટલું પણ બરાબર નથી આવડતું તે છતાં શાળાઓ હજી નિબંધશિક્ષણનો મોહ છોડતી નથી. નિબંધ-શિક્ષણને સુધારવું એનો અર્થ કાઢી નાખવું

એ જ છે, એ જ રાખવો પડશે, એ જ હું કરવા માગું છું. પણ એમ શા માટે? કારણ કે સીધી રીતે નિબંધલેખનનું શિક્ષણ શાળા આપી શકે નહિ, તેમ શાળાનો એ પ્રદેશ પણ નથી. શાળા તો બહુ બહુ તો નિબંધલેખનની તૈયારી રૂપે જે કેટલીએક વસ્તુઓની આવશ્યકતા છે તેનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી શકે. શાળાએ એટલું જ કરવું જોઇએ. એથી વધારે કરે તો નુકશાન કરી બેસે.

નિબંધમાં અંદરના વિચારો એ એક મુખ્ય વસ્તુ છે અને વિચારોની સ્પષ્ટતા એ બીજી વસ્તુ છે. વિચારોની સ્પષ્ટતા એટલે ચોખ્ખો વિચાર કરવાની નિર્મળ બુદ્ધિ. નિર્મળ બુદ્ધિનાં તત્ત્વોમાં વસ્તુની પસંદગી, વર્ગીકરણ, તુલના, નિર્ણય અને ઠરાવ પ્રમુખપણે છે. વળી અંદરના વિચારોને બહાર મૂકવાની રીતિ એ નિબંધલેખનમાં ત્રીજી વાત છે. વિચારોની ગુંથણી, યથાક્રમ ગોઠવણ, સમતોલપણું, સુસંગતિ, સપ્રમાણતા વગેરે કલાનાં અંગો છે, ને તે આંતર વિચારો તથા વિચારોની સ્પષ્ટતા જેટલાં જ અગત્યનાં છે. આ બધું નિબંધ-રીતિમાં આપેલા નિયમો ગોખવાથી કે નમુનાના નિબંધો યાદ રાખવાથી આવડે નહિ. શાળા જ્યારે

નિબંધો શીખવવા બેસે છે ત્યારે વિદ્યાર્થીને જડ નિયમો આપીને કહે છે કે પ્રથમ વિષયનું વર્ણન કરો, પછી વિષયમાં વિચારો વર્ણો, વગેરે વગેરે. પણ તેથી શું થાય? તેથી કંઈ અંતરમાંથી વિચારો નીકળે? અંતરમાંથી વિચારોને પ્રગટ થવાનું પ્રયોજન પણ શું? વળી અમુક બીબાં જેવા નિયમો આપ્યાથી માનસિક શક્તિ કેળવાય ખરી? એમાં તો જડતાની વૃદ્ધિ જ થતી આવે.

નિબંધલેખનને કોઈ પણ રીતે સફળ કરવા માટે જે બધા જાત જાતના પ્રયત્નો થઈ રહ્યા છે તે જ બતાવે છે કે નિબંધલેખનનું કામ આ રીતે તો શાળાએ છોડી જ દેવું જોઇએ. ચિત્રની મદદ વડે નિબંધલેખન શરૂ કરવાનાં પુસ્તકો વિલાયતમાં વપરાય છે ને તેની નકલ અહીં પણ થવા લાગી છે. ચિત્ર ઉપરથી વાર્તા ઉપજાવવાનું શિક્ષણ પણ નિબંધલેખનને જ મદદ આપવા માટે છે. વાર્તા કહી જઇને વિદ્યાર્થી પાસેથી તે બોલાવી જવી એ પણ નિબંધલેખનની તૈયારી રૂપે છે. કેટલાએક હુશિયાર માણસોએ વાર્તાના શિક્ષણને નિબંધશિક્ષણ સાથે બહુ ઝીણી નજર પહોંચાડીને જોડેલ છે. નિબંધલેખન સારૂં થાય એટલા માટે હમણાં હમણાં તો ઇતર વાચન

વધારવું જોઇએ એવી બૂમો પણ સંભળાય છે. કેટલેક સ્થળે નિબંધલેખનના સફળ શિક્ષણ માટે શિક્ષકો વિદ્યાર્થીઓ પાસે પાઠની તારીજ કઢાવે છે, ને એ રીતે થોડા વિચારોમાંથી વધારે વિચારો બનાવવાની, ને ઘણા વિચારોમાંથી થોડા કરીને મૂકવાની કસરત આપે છે. નિબંધલેખનમાં પ્રસંગોપાત્ત વાપરી શકાય તેવાં વિચારરત્નો પણ ઘણા વિદ્યાર્થીઓ શિક્ષકની ભલામણથી મોઢે કરે છે. છતાં પણ નિબંધલેખન તો દૂર ને દૂર જ રહે છે!

આનો ઉપાય શો ?

આગળ કહેવાઇ ગયું છે કે નિબંધલેખનમાં પ્રમુખ વસ્તુ અંતરના વિચારો છે. વિચારો પોતાના જ જોઇએ એ પહેલી વાત, અને તે અંતરના ઉંડાણમાંથી આવેશ રૂપે નીકળવા જોઇએ એ બીજી વાત. પ્રત્યેક મનુષ્યમાં વિચારોની મૌલિકતા ન હોય તેમ વિચારોના જગતમાં હરહમેશ નવું નેં નવું વધતું જતું પણ ન હોય. એટલે 'પોતાના વિચારો'નો અર્થ એટલો જ લઈ શકાય કે, જે વિચારો પોતાના અનુભવમાંથી કાઢ્યા હોય અથવા બીજાસાંથી લઇને આપણે પોતાના કર્યા હોય. બીજાના વિચારોને બરાબર સમજીને, અને તેના ખરાખોટાપણાની તુલના કરીને તેને આપણે

સ્વીકારી શકયા હોઇએ તો તે આપણા પોતાના જ વિચારો કહી શકાય. જે વિચારો આપણને પચી ગયા હોય, જે વિચારો પાછળ રહેલા અનુભવો પછીથી આપણને પણ થયા હોય કે થતા હોય, જે વિચારોનું સત્યઅસત્ય આપણે આંતર કે બહિર જગતમાં જોતા હોઇએ, તે વિચારો એક વાર બીજાના હોવા છતાં આપણા જ છે. આવા વિચારો નિબંધલેખન માટે આપણે વાપરી શકીએ. બીજાના વિચારોમાં આપણો અનુભવ સોળે આના એક જ હોય તો તે વિચારોને આપણે અવતરણથી અથવા સ્વતંત્રપણે વાપરી શકીએ. પરંતુ જે વિચારો આપણા પોતાના નથી, જે વિચારો પાછળ આપણો ઇંદ્રિય વિષયક કે બૌદ્ધિક અનુભવ નથી, જે વિચારોને આપણી લાગણીએ કદિ ઓળખ્યા નથી, તે વિચારો નિબંધલેખનમાં નકામા છે. અહીં આપણને સમજાશે કે મોટે ભાગે લેખકોને પોતાના વિચારો હોતા જ નથી તેથી તે અહીં તહીંથી તફડાવે છે, ને નિરર્થક અથવા નિરુપયોગી સાહિત્યને જન્મ આપે છે. વિદ્યાર્થીઓને પોતાના વિચારો લખવાના હોતા નથી પણ નિબંધસંગ્રહના વિચારો લખવાના હોય છે. દયા, નીતિ, સ્વદેશાભિમાન જેવા વિષયો ઉપર સાતમા ધોર-

ણના વિદ્યાર્થીઓ લખવા બેસે છે તે પોતાના અથવા પારકાના પણ પોતાના કરેલા એવા કયા અનુભવ ઉપર લખવાના છે? અને પછી નિબંધ-લેખનમાં ગોટાળો થાય તો?

ખરી રીતે તો જેને પોતાના વિચારો નથી તેને લખવાનું હોય જ નહિ; તેણે લખાય પણ નહિ; તેવો પ્રયત્ન કરીને ઢાંસીને પાત્ર બનવાની જરૂર પણ નહિ. પણ જો માણસની પાસે પોતાના અંતરમાં ઉગેલા વિચારો હોય તો તે વ્યક્ત કરી શકે છે—તે વ્યક્ત થઇ જાય છે. પછી તે એકાદ પત્રમાં હોય કે મોટા પુસ્તકમાં હોય. પણ પરીક્ષા માટે તૈયાર કરેલ નિબંધ કરતાં પત્રની વધારે કિંમત છે. જે જે અંતરના ઉદ્દગારો રૂપે લખાએલું છે તે તે બધું નિબંધ રૂપે છે. અનુભવ પણ એ જ વાતની સાક્ષી પૂરશે. જો આપણે એવો હુકમ બહાર પાડીએ કે જેના અંતરમાં વિચારો પ્રગટે નહિ તે લખે જ નહિ તો નિબંધલેખનનું કામ સહેલું થાય અને સાથે સાથે આજે સાહિત્યમાં જે બધો કચરો એકઠો થયો છે તે વળાઈ જાય.

વિચારો પોતાના જ જોઇએ એટલું જ નહિ પણ તે વિચારો અંતરના ઉંડાણમાંથી આવેશ રૂપે નીકળવા જોઇએ. આનો અર્થ એ છે કે જેને

બીજાને કંઇ કહેવું છે, કહેવાની બળતરા થઇ છે, કહ્યા વિના રહેવાતું નથી, તેને જ નિબંધ લખવાનો અધિકાર છે. જેને કશું કહેવાનું નથી તેઓ વિદ્વાનો હોવા છતાં જ્યારે કહેવા નીકળે છે ત્યારે નિષ્ફળ નીવડે છે, અને ગમાર ગામડિયાને પણ જ્યારે કંઇક કહેવાનું હોય છે ત્યારે જાણે કે સાક્ષાત્ સરસ્વતી તેની કલમ ઉપર બેઠાં હોય તેમ તે કહી શકે છે. જેને આપણે ખરા લેખકો કહીએ છીએ, જેમનાં નામો સાહિત્યમાં ચિરંજીવ છે, તેમના લેખો જોઇશું તો તે અંતરની વેદનાના કે અંતરના આનંદોના ઉછાળાના છે. પરંતુ જેમનો આવેશ કૃત્રિમ હતો–સ્વાર્થમાંથી ઉભો થએલો હતો, તેવાઓની કૃતિઓ ભીંડાના છોડ જેમ ચોમાસું જતાં સૂકાઈ ગઈ છે. ઇસુ અને બુદ્ધનાં વચન અનંતતા સુધી એવાં ને એવાં જ રહેશે. ગાંધીજીને લખતાં ક્યાંથી આવડયું ? કઇ નિશાળનું નિબંધશિક્ષણ એમને લેખક બનાવ્યાનું અભિમાન કરવા મૂર્ખાઇ કરશે ? ગાંધીજીને કહેવાનું છે, અંતરના ઉંડાણમાંથી કહેવાનું છે; ને તેથી તેઓ જે લખે છે તે સાહિત્યની કૃતિ બને છે. તેમના લખાણમાં નિબંધના ગુણો જીવન્તપણે પ્રગટ થાય છે. ટૂંકમાં જેને

લખવાની સ્ફુરણા ન થાય તે ન જ લખે. વિદ્યાર્થીઓને સ્ફુરણા થાય છે માટે શું તેઓ લખે છે? તેમને તો પરીક્ષાની સ્ફુરણા થાય છે, વિચાર દર્શાવવાની નહિ જ.

અંદરના ધક્કાથી આવતા પોતાના વિચારો સ્પષ્ટ જોઇએ. આ સ્પષ્ટતા કેવી રીતે આવે? વિચારની સ્પષ્ટતા એટલે નિર્મળ બુદ્ધિ, એટલે પસંદગી, વર્ગીકરણ, તુલના, નિર્ણય અને ઠરાવ કરવાની શક્તિ. આનો પાયો ઇંદ્રિયોના યોગ્ય વિકાસમાં છે. વિચારમાં મુખ્ય વસ્તુ અનુભવ છે. અનુભવો ઇંદ્રિયો અને મન દ્વારા થઇ શકે છે. અનુભવો કરવા માટેનાં આ સાધનો જેટલાં તીવ્ર, સૂક્ષ્મ અને તેજ એટલા પ્રમાણમાં અનુભવ બળવાન અને સ્પષ્ટ થાય. આટલા માટે અનુભવની કેળવણી નિબંધશિક્ષણમાં પહેલું અને છેલ્લું પગથિયું છે. માણસે લખવું ક્યાંથી? અનુભવ વિનાનો માણસ તો અપંગ છે. અનુભવ ક્યાંથી આવે છે? અનુભવ મેળવવા માટે ઇંદ્રિયોને અવલોકન સારુ કેળવવી જોઇએ અને છૂટી મૂકવી જોઇએ. જ્યારે ઇંદ્રિયો અને મન અવલોકન કરવા લાગે છે, અને અવલોકનના વિષયોને પ્રયોગોની કસોટીએ ચડાવી તેમાંથી સત્યાસત્યનો ભેદ જાણે

છે, ત્યારે તે ભેદ અનુભવ બને છે. વળી અવલોકન, પ્રયોગો અને અનુભવની કળા સ્વતઃ એવી છે કે એ ક્રિયા કરતાં મનુષ્યની પસંદગી કરવાની, વર્ગીકરણ કરવાની, તુલનાત્મક ને નિર્ણયાત્મક શક્તિ આપોઆપ ખીલે છે. આવા અનુભવોમાં માણસના સાચા વિચારો રહેલા છે, ને નિબંધ આવા વિચારો માગે છે. આપણા અનુભવમાંથી પાકેલા કે બીજાના અનુભવોમાંથી ઉપજેલા છતાં ઉપર કહ્યું તેમ આપણા કરેલા વિચારો નિબંધલેખન માટે કાચું સોનું છે.

ટૂંકમાં કહીએ તો નિબંધલેખનના શિક્ષણમાં જે ખરી વસ્તુની અગત્ય છે તે સાચા અનુભવની છે. જેને વસ્તુનો શુદ્ધ અને ઉમદા અનુભવ છે તે જ પોતાના વિચારો શુદ્ધપણે અને ઉમદા રીતે મૂકી શકે છે. અસ્પષ્ટતા, નીરસતા, વગેરે દોષો વિચારોની અશુદ્ધિના છે.

નિબંધલેખનના પાયા રૂપે આ જાતનું શિક્ષણ કોઈ શાળા આપે છે ? ઉલટું અનુભવ વિનાના વિદ્યાર્થીઓ પાસે નિબંધ લખાવાતા હોય તો તે શું અનુભવ કરવાની વૃત્તિને પણ હણી નાખતું નથી ? બેલ્જીયમમાં લડાઇ પહેલાં એક નિશાળ હતી. એનું બધું શિક્ષણ અવલોકન,

પ્રયોગ અને અનુભવ ઉપર રચાયું હતું. જે વસ્તુ વિદ્યાર્થીઓ જાતે જુએ, જાણે અને જેના ઉપર અખતરાઓ કરી તેમાં ખરું શું છે તે તપાસે તે વસ્તુ ઉપર જ તેમને નિબંધ લખવાનું હતું. જો ખરેખર ઉપર કહ્યું તેમ અનુભવો માટે પ્રબંધ કરવામાં આવે તો નિબંધલેખન તો આપોઆપ જ ફૂટી નીકળે.

આજના નિબંધશિક્ષણને બદલે આ અનુભવ માટેની કેળવણીનો પ્રબંધ શાળામાં કરવો જોઇએ.

હવે નિબંધલેખનમાં કલાની બાજુનો વિચાર લઇએ. અનુભવો હોય, સ્પષ્ટ હોય ને તીવ્ર પણ હોય; પરંતુ તેમાંથી કેટલા આપવા ને કેટલા ન આપવા, કેટલાને ગૌણપણે રજુ કરવા ને કેટલાને પ્રમુખપદે રજુ કરવા, તેમને કયા ક્રમમાં મૂકવા વગેરેની આવડત પણ નિબંધલેખનમાં અનિવાર્ય છે. આ આવડત ખરી રીતે તો અનુભવો કરવાની ક્રિયામાં જ આવી જાય છે. અનુભવો કરતી વખતે એક જાતની પસંદગી, સમતોલપણું વગેરેનો વિવેક જાળવવાનો છે. પણ વિવેકની પાછળ રહેલ તત્ત્વ તો એક જ છે. માનસિક કેળવણીનો યોગ્ય પ્રબંધ થયો હોય (જે પ્રબંધ તર્કશાસ્ત્રના ગ્રંથનો

અભ્યાસ નથી પણ શાસ્ત્રીય પ્રયોગ છે.) તો નિબંધની કલા વિષયક બાજુ પણ એટલી જ સુંદર રહે. આવી કલાનો પરિચય આપવા માટે સુંદર સુંદર નિબંધ રૂપ પુસ્તકોનું વાચન પણ આપી શકાય. કોઈ વાર વિચારોના સમૂહમાંથી એકાદ કલાપૂર્ણ અને તત્ત્વસિદ્ધ નિબંધ પણ લખી દેખાડાય.

પણ જ્યાં સુધી શાળામાં નિબંધલેખનનું લાકડું રહે ત્યાં સુધી બધું નકામું. નિબંધની તૈયારી શાળામાં થઈ શકે ને તે ઉપલાં ધોરણોમાં. બાકી નિબંધલેખન એ તો પરિણામી વસ્તુ છે. અંતરમાં વિચારો ઉભરાયા હોય, તે બહાર નીકળવાને ઉંચા ઉંચા થયા હોય, તેમને બહાર નીકળ્યા પછી વ્યવસ્થિતપણે ગોઠવતાં આવડતું હોય તો નિબંધલેખન સહજ છે. તેમાં કશું શીખવવાનું હોય જ નહિ, ને શાળાએ માથું કૂટવાનું પણ ન જ હોય.

જો વૈજ્ઞાનિકના ટેબલ ઉપર હાડકાં, ચામડાં, મજ્જા આદિ એકઠાં કરીને, સારી રીતે ગોઠવીને, રૂપ રંગ લગાડીને જીવતો માણસ બનાવી શકાતો હોય તો જ નિબંધલેખન નિશાળની પાટલી ઉપર શીખવી શકાય. નિબંધલેખન યંત્રની ક્રિયા નથી.

એમાં પ્રાણની પ્રતિષ્ઠા કરવાની છે. આ પ્રાણ નિબંધરીતિ શીખવાથી કેમ આવી શકે? આ પ્રાણ અંદરથી જ આવે અને એ માટે તેઃ અંદરની જ્યોત પ્રગટવી જોઇએ. આજનું નિબંધશિક્ષણ આવી જ્યોત પ્રગટાવે છે કે બૂઝાવે છે?

શાળા જો નિબંધલેખનની માત્ર પૂર્વ તૈયારીનો પ્રબંધ કરે તો પણ તેણે ઘણું કર્યું કહેવાય.

પ્રાથમિક શાળામાં તો નિબંધલેખનનું સ્થાન રહેતું જ નથી એ આટલી ચર્ચા ઉપરથી સંપૂર્ણપણે સ્પષ્ટ થશે.



# કવિતાશિક્ષણ

ભાષાનું શિક્ષણ એટલે ગદ્ય અને પદ્યનો બાળકોને પરિચય કરાવવો. આ પરિચય જેટલો દૃઢ અને સ્પષ્ટ એટલું ભાષાનું શિક્ષણ બળવાન થવાનું. પરિચયનાં સાધનો મુખસાહિત્ય અને લિખિત સાહિત્ય છે. બાળક નાનપણથી મુખસાહિત્યના પરિચયમાં આવે છે. વાંચતું લખતું થયા પછી તેને લિખિત સાહિત્યનો પરિચય શક્ય છે. મુખસાહિત્ય કે લિખિત સાહિત્યના પરિચયમાં ગદ્યાત્મક સાહિત્ય બાળક પાસે એકંદરે આજે વધારે અને વહેલેથી આવે છે, જ્યારે પદ્ય સાહિત્યનો પરિચય મોડો મોડો અને થોડો થોડો થાય છે. ઘરમાં આપણે બોલીએ છીએ તે મુખસાહિત્ય છે. ઘરમાં કે બહાર ગાનનો પરિચય વાણીના પરિચય સાથે સરખાવતાં સાવ ઓછો જણાય છે. પાઠ્યપુસ્તકોમાં પાઠો કરતાં કાવ્યનું પ્રમાણ ઘણું જ ઓછું હોય છે.

આમ હોવાથી બાળક ગદ્યનો આનંદ વહેલી ઉંમરે વધારે લેતું થાય છે. વળી આને પરિણામે એવી ખોટી સમજણ પણ ઉભી થઇ છે કે બાળકો કાવ્યોને વહેલી ઉંમરે સમજી શકે નહિ તેમ તેનો આનંદ પણ લઈ શકે નહિ, તેથી તેમની આગળ કાવ્યો મોડાં અને ઓછાં આવવાં જોઇએ. પરિણામ એમ જ આવ્યું છે. આપણે મોટાઓ સુદ્ધાં પદ્ય કરતાં ગદ્યમાં વધારે રસ લઇએ છીએ. ગદ્ય વધારે સહેલું લાગે છે; ગદ્યનો પ્રચાર ઘણો થાય છે; ગદ્યનું સર્જન પણ અધિકતર છે.

બેશક સરખામણીથી જોતાં કાવ્ય વધારે અઘરું છે. ગદ્ય કરતાં પદ્ય જરા મોટી ઉંમરે વધારે આનંદ આપી શકે. મતલબ કે કાવ્ય સ્વતઃ જ જો ઉચ્ચ ભૂમિકાનું સર્જન છે એમ લઇએ તો તેનો ઉપભોગ પણ જરા ઉચ્ચપણે જ થઇ શકે.

પરંતુ એ જવા દઇએ ને સીધો વિચાર કરીએ તો ઉપલું કથન અત્યારે તો વિચારવા જેવું છે. અર્થાત્ આપણે બાળકોને ગદ્યનો પરિચય વધારે આપીએ છીએ ને પદ્યનો ઓછો આપીએ છીએ, ને તેને લીધે આજે પદ્યમાં આપણે ઓછી મજા લઇ શકીએ છીએ.

આ પરિસ્થિતિ દૂર કરવા માટે આપણે

આપણા આજના કાવ્યશિક્ષણમાં સુધારા કરવાની જરૂર લાગે છે.

આપણો પહેલો સુધારો આપણી ખોટી સમજણ દૂર કરવાનો છે. તે એ કે કાવ્યોને નાની ઉંમરે મૂકાય નહિ. જરા વિચારી જોઇએ તો આ સમજણ દૂર થશે. સાહિત્યના ઇતિહાસમાં જોઇએ તો ગદ્યથી પહેલાં પદ્ય છે એમ જણાય છે. વાણીએ પહેલું સ્વરૂપ કવિતા મારફત લીધું. આપણી દુનિયાનાં લોકગીતો, અને ઇલિયડ મહાભારત રામાયણ આદિ મહાકાવ્યો પ્રથમ પદ્યના નમુના છે. લેખકની શોધ માટે સાહિત્ય રાહ જોઇ નથી શક્યું. સાહિત્ય એટલે સર્જનાત્મક વૃત્તિનું એક વ્યક્ત સ્વરૂપ. અને આ વૃત્તિ તો મનુષ્ય બોલતો થયો તે પહેલાંની છે. વાણીની સાથે તે વાઙ્મય રૂપે દેખાઇ. જૂના પુરાણા લોકોનું વાઙ્મય એટલે પ્રથમતઃ કાવ્યોનું વાઙ્મય. કાવ્ય એક કંઠેથી બીજે કંઠે સહેલાઇથી જઇ શકે. વેણ પદ્ધતિએ એનો અભ્યાસ કેવળ સરળ છે. કાવ્યની ગેયતાને લીધે તે સ્મૃતિપટે ચડવું વધારે સીધું છે. પ્રાસ અને છંદના બંધનને લીધે અથવા તેમાં રહેલા પુનરાવર્તનને લીધે કાવ્ય અકબંધ રહે છે, ને તેથી તે પરંપરિત વારસામાં ઉતરવાને માટે

વધારે લાયક છે.

પ્રાથમિક લોકોનો સાહિત્યભંડાર કાવ્ય હતું. કાવ્યમાં તેઓ પોતાનું ડહાપણ અને અજ્ઞાન ભરતા. કાવ્યમાં તેઓ પોતાની મહત્ત્વાકાંક્ષા અને લઘુતા દેખાડતા. કાવ્યમાં તેઓ પોતાનાં સ્વપ્નો અને ઇતિહાસ પ્રગટ કરતા. કાવ્યમાં તેઓ શોક, મોહ, પ્રેમ વગેરેને સંઘરતા. કાવ્ય એક જ તેમનું સંગ્રહસ્થાન હતું, તેમનો ઇતિહાસકાર હતું. એ કાવ્ય લોકજીવનની જીવન્ત શાળામાં ઉચ્ચારાતું અને આબાલવૃદ્ધ એમાં જીવી જીવી એને જાણતા, શીખતા ને એમાંથી નવાં કાવ્યો રચવાનો પ્રાણ અને પ્રેરણા મેળવતા. આ જૂનું કાવ્ય એટલે લોકગીત, લોકકાવ્ય. મનુષ્યલોકની બાલ્યાવસ્થા સાહિત્યનો પરિચય કવિતાથી સાધતી; અને આજે પણ બાલ્યાવસ્થા સાહિત્યનો પરિચય કાવ્યથી જ માગે છે ને તે તેને મળવો જોઇએ.

જ્યાં મા હાલરડું ગાય છે ને બાળક ઊંઘી જાય છે, જ્યાં મા ગાતાં, ખાંડતાં, ભરતાં ગીતો ગાય છે ને બાળક તેની ફરતું હીંડે છે, જ્યાં પિતા પૂજા કરતાં સ્તોત્રો ગાય છે ને સામે બાળક શાંતિથી બેસે છે, ત્યાં લોકગીતનો—કાવ્યનો બાળકને પરિચય છે; ત્યાં તેનું શિક્ષણ છે.

જેમ જેમ જૂના વખતમાં જઈએ તેમ તેમ માત્ર આવો પરિચય જ બાળકને રસ અને વસ્તુથી ભરતો. આજે પણ જ્યાં એ મુખસાહિત્યના જીવન્ત અવશેષો છે ત્યાં બાળક તેનાથી રસાતું જાય છે. પરંતુ આજની દુનિયા બદલાતી ચાલી છે. લોકગીતો ભૂલાતાં જાય છે. આપણી જીવન-સરણી બદલાતી જાય છે તેમ લોકગીતોને રહેવાને જાણે જગા નથી રહેતી. ઘંટી આગળ લોકગીત રહેતું; ગિરણી આગળ તે નથી રહી શકતું. તે ચૂલા આગળ રહેતું; પ્રાઇમસ આગળ કેમ રહી શકે? છતાં લોકગીતોને છોડી દીધે ન ચાલે. અને કાવ્યશિક્ષણમાંથી તેને જવા દઈએ તો પાયા વિના જેમ મકાન ચણી નથી શકાતું છતાં ચણવાની કલ્પના કરીએ તેવું કવિતાશિક્ષણમાં થાય.

આથી કાવ્યશિક્ષણમાં પ્રથમ વસ્તુ લોક-ગીતોનો પરિચય છે. બાલમનુષ્યનાં ગીતોથી જ બાળકનું કવિતાશિક્ષણ થઈ શકે. આ વિચાર કેટલો સાચો છે તે અનુભવથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. લોકગીતો બાળકો સામે મૂકી જોઈએ અને તેની ખાત્રી કરી લઈએ. બાલ્યાવસ્થાના કાવ્યપરિચયમાં મુખ્ય વસ્તુ કાવ્યની ગેયતા, ડોલન, તાલની સ્પષ્ટતા અને ઉચિત વસ્તુ છે. બધાં લોક-

ગીતોમાં ગેયતા છે; બધાં કાવ્યો એકલાં ગેય છે; છતાં તે જ કારણે તે બધાં બાળકોને ન ગમે. એમ જ ડોલન, તાલની સ્પષ્ટતા અને ઉચિત વસ્તુ પરત્વે તફાવત પડે છે. લોકગીતોનાં પડો તપાસીશું ને શિષ્ટ કાવ્યોને જોઇશું તો તેના વિકાસનો ક્રમ જણાશે. આપણે ગેયતા, ડોલન, તાલ અને ઉચિતતાનો ક્રમ શોધવો પડશે. લોક-ગીતોની ગેયતાનો ક્રમ સીધા પ્રયોગ સિવાય જડી નહિ શકે. લોકગીતોનું સાહિત્ય તાલીમ વગર ન જ મળે. સરખી સપાટી ઉપર તરતાં બધાં લોક-ગીતોમાં કોઈ પહેલાંનાં તો કોઈ નવાં એમ જડી આવશે. પણ શિષ્ટ કાવ્યો કે કવિતાની બાબતમાં તો આપણે ક્રમ શોધી કાઢી શકીએ. અને જે ક્રમમાં કાવ્યનું સાહિત્ય શરૂથી–બાલ્યાવસ્થાથી વિકસતું આવ્યું હોય તે ક્રમે બાળકો પાસે કાવ્યો મૂકતા જઈ શકીએ. આમ કરશું એટલે મોટે ભાગે બાલકાવ્યનાં ક્રમિક લક્ષણોવાળી કવિતાઓ આપણા હાથમાં સહેજે પડશે.

લોકગીતોમાંનાં બાળલોકગીતો ક્યાં ક્યાં છે તે આગળ કહ્યું તેમ અનુભવથી નક્કી કરવું. તેવો અનુભવ કરનારને કેવાં લોકગીતો મૂકવાં ને કેવાં ઉપર પ્રયોગ કરવો તે જાણવું પડશે.

ગેયતાને કારણે મોટે ભાગે ગમે તે લોકગીત રસિક થશે. પણ બાળકો આગળ બીજાં કારણો સાથે હોવાથી કયું ગીત વારંવાર પ્રિય થઇ પડે છે તે તેમને સંભળાવીને જોવાનું છે, ને તે ઉપરથી નિયમો તારવી કાઢવાના છે. બાળકોને પોતાની દુનિયાના સ્થૂળ તેમ જ માનસિક અનુભવો વ્યક્ત કરતું લોકગીત ભાવે છે. પોતાની આસપાસનું જગત જેમાં પ્રતિબિંબિત થયું હોય છે તેવું ગીત પણ તેને વધારે ખેંચે છે. પોતાનાં સુખદુઃખો સાથે જે ગીત વધારે જોડાએલું હોય છે તેવું ગીત પણ ગમે છે. વળી પોતાની કલ્પનાઓને ઉડાડે, પોતાના તરંગોને પોષે તેવાં ગીતો પણ તે સાંભળે છે. વળી જેમાં વાર્તા જેવું હોય છે, બનાવોની પરંપરા સાંકળતું ગીત હોય છે, તે તેને ઘણું ભાવે છે. આ બધું ગીતના વસ્તુ અને ભાવ પરત્વે છે. ગીતની ભાષા એટલે તેની ઝડઝમક, તેના શબ્દો, અનુધ્વનિઓ, તેની ભાષારચના એ બધું ગીતની પ્રિયતા અપ્રિયતામાં સાથે રહે છે. ગીતની ગાનસરલતા અને સ્મૃતિસરલતા પણ ગીતના પક્ષપાત માટે ઉભાં રહે છે. આ બધું જોતાં જઇને બાલગીતોને ગીતસમૂહોમાંથી તારવી કાઢવાનાં છે.

જૂનાં ગીતો મૂકનારને માત્ર એક જ સૂચના આવશ્યક છે. જૂનાં ગીતોના સંગ્રાહકની દષ્ટિ સંગ્રહ પૂરતી છે. પુરાતત્ત્વવેત્તાની ગીત પરત્વેની દૃષ્ટિ જુદી હોય. જુદા જુદા મનુષ્યોની દૃષ્ટિ–આત્મલક્ષી કે પરલક્ષી–જુદી જુદી હોય. તેમ જ શિક્ષકની દૃષ્ટિ જુદી જોઇશે.

જૂના વખતમાં શું હતું તે લોકગીત દ્વારા આપણે બાળકોને શીખવવું નથી. જૂનાં ગીતોનો એ ઉપયોગ આગળ જતાં ઇતિહાસ ભણનાર માટે હોઈ શકે. આપણે તો બાળકને નિર્દોષ આનંદ આપે તેવું બાલભોગ્ય ગીત આપવાનું છે. અને નિર્દોષનો અર્થ આપણે ખૂબ વિચારવો જોઇએ. આપણે આવતી કાલના સમાજમાં જે બધું જોવા ન ઇચ્છતા હોઇએ તેવું બધું જે ગીતો પોષતાં હોય તેવાં ગીતોને છોડી દઇએ–છોડી દેવાં જ જોઇએ. આપણે વહેમી થવા નથી માગતા; આપણે સાસુ વહુના કજીયાથી કંટાળ્યા છીએ; આપણે ઝેર દઇને મારી નાખવાનો શોક્ય-દ્વેષ નથી જોઇતો. એવું એવું જે બધું આપણને નહિ ગોઠતું છે તેવું ગીતમાં ન જોઇએ કારણ કે ગીતની સાથે તે પણ બાળકને સ્પર્શે છે. ને જ્યાં ગીતનો ઝોક એવું એવું આદર્શ તરીકે ધરવાનો

હોય છે ત્યાં તો તે વિઘ્ન રૂપ જ થઈ પડે છે. માટે ગીત ઉપર આપણે ચોકી પહેરો બેસારવો જોઇશે. ગીતમાં બાળજીવનને–મનુષ્યજીવનને ઉન્નત કરે તેવા ભાવો રહેવા દઇએ ને બાકીનાને ફેંકી દઇએ. તેમ કરતાં ગીત જાય તો જવા દઇએ. ખરી રીતે ગીતની કિંમત ગેયતા, સરલતા, વગેરેમાં રહેલી છે; તેના વસ્તુની કિંમત છે પણ તે તો ગૌણ છે. આપણે ગીતના જૂના ઢાળોમાં નવું વસ્તુ મૂકી ગીતોને નવાં કરીએ તો ઉત્તમ કાવ્ય-શિક્ષણની શરૂઆતનું સાહિત્ય તૈયાર કર્યું કહેવાય.

લોકગીતનો પરિચય ગાઇને આપવો. જે ગીતો ગવાય, બાળકોને જેનો રસ લાગે તે ગીતો લખાઇને તેમની સામે આવે તો પરિચયને દૃઢ કરશે; પરંતુ ગીતનો પરિચય ગીતગાનથી થાય, ગીતવાચનથી ન થાય તે ભૂલવું નહિ. ગીતપરિચય માત્ર મોઢે કરવાથી કે બોલવાથી નથી થતો. એનો પરિચય ગીતના વાતાવરણમાં રહેવાથી થાય. માટે શાળામાં ગીતો છૂટથી ગવાય એ જ ઉત્તમ માર્ગ છે.

સંગ્રહો સફળ નથી જણાતા. વાચનમાળામાં મૂકવામાં આવેલાં કાવ્યો ઉપર બાળકોને પ્રેમ નથી થતો. ત્યારે શું કરવું ?

આપણું કવિતાનું સાહિત્ય અમુક હદ સુધી વિકસ્યું છે. એ સાહિત્યને તપાસી તેના વર્ગો પાડીએ તો કંઈક આવા પડે. એક વર્ગ છેક જૂના કવિઓનો એટલે હિંદી કે વ્રજ ભાષાની જેના પર અસર થઈ છે તેવાઓનો; બીજો વર્ગ પ્રાકૃત ભાષામાંથી બહાર આવતી ગુજરાતી ભાષામાં જેનાં કાવ્યો થયાં છે તેનો; ત્રીજો વર્ગ શુદ્ધ ગુજરાતીનો અને ચોથો આજના ગુજરાતીનો. આપણી ભાષા સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં થઇને પછી ગુજરાતી થઈ. આપણે બાળકો પાસે ગુજરાતી કાવ્યો મૂકવાં છે; અને બાળકો માટે તે મૂકવાનાં છે એટલે તો ગુજરાતી કાવ્યવિકાસમાં જે કાવ્યો પ્રાથમિક હોય તે મૂકવાં જોઇએ. આ પ્રાથમિક કાવ્યો કયાં અને તેના કવિઓ કયા તે જોવું પડે. મોટે ભાગે જે બધા ભક્તકવિઓ થઇ ગયા છે તેઓ મિશ્રભાષાના અગર તો છાયાગુજરાતી ભાષાના કવિઓ છે. તેઓનાં કાવ્યો ગુજરાતી કાવ્યસરિતાના વિકાસની બહાર લાગે છે. પ્રેમાનંદ આદિ કવિઓ ગુજરાતી ભાષાના કવિઓ છે પરંતુ તેમનાં કાવ્યો

ઉપર સંસ્કૃત ભાષા અને વસ્તુ બંનેનો પ્રભાવ છે. તેઓ એક રીતે ગુજરાતી ભાષાના કાવ્ય-પ્રવાહના મૂળમાં છે, તો બીજી રીતે તેઓ શુદ્ધ પ્રવાહની પેલી તરફના છે. અર્થાત્ જેમ કોઇ સપાટ પ્રદેશ પરથી વહેતો જલપ્રવાહ ડુંગર પર થઇ નીચે આવે તો પણ તેની શરૂઆત તો સપાટ સ્થળ ઉપરના પ્રવાહથી નહિ પણ ડુંગરથી થતા પ્રવાહથી થઇ ગણાય છે, તેમ આ કવિઓનાં કાવ્યો વિષે કહી શકાય. છતાં આ કવિઓ સંસ્કૃત ભાષાને અને વસ્તુને ગુજરાતીમાં મૂકતા છતાં કાવ્યનું શરીર તો નવું જ ઘડતા હતા. તેઓ નવી ભાષામાં કાવ્ય રચતા હતા તેથી તેમણે સંસ્કૃત કે વિકસેલી ભાષાનાં વૃત્તો ન લીધાં. તેઓએ લોકહૃદય–લોકમાનસને અનુકૂળ, સ્વાભાવિક અને સહેલાઇથી સ્પર્શી શકે એવા મારૂ, વેરાડી વગેરે રાગો લીધા. અને ઢાળની દૃષ્ટિએ આ કવિઓ ગુજરાતી સાહિત્યની કવિતાનદીમાં મૂળ આગળ છે એમ કહેવાય. ત્યાર પછીના જે કવિઓ થયા તેઓએ ગુજરાતનું માનસ, ગુજરાતની જનકથાઓ, ગુજરાતના વહેમો, શક્તિઅશક્તિઓ અને મહેચ્છાઓ પોતાની કવિતામાં દર્શાવ્યાં. શામળ વગેરેને ને છેવટે દલપતરામને આ વર્ગમાં મૂકાય. તેમની

કવિતાના ઢાળો સંસ્કૃત ઢાળોથી જુદા છે.

હવે કવિતાના શરીરની દૃષ્ટિએ આપણે આ કવિતાઓનો વિચાર કરીએ. કવિતાપરિચયમાં કવિતાનું શરીર એ પહેલી વાત છે; તે શરીરમાં ઉઠતા ભાવો અને મૂકવાનું વસ્તુ જરા ગૌણ છે. કાવ્યવિકાસની શરૂઆતમાં ગુજરાતી કાવ્યે જે ઢાળો લીધા તે પ્રાથમિક ઢાળો, રાગો કે છંદો ગણાય. તે સરલ છે, સાદા છે; અટપટા અન્વય તેમાં આવતા નથી. લોકગીતો જેમ લોકભોગ્ય અને લોકગત છે તેમ જ આ કવિઓ શિષ્ટ કરતાં લોકના જ ગણાય છે, ને તેમનાં ઘણાં કાવ્યો તો લોકગત થતાં લોકગીતપણાને પણ પામેલાં છે. આવા પ્રાથમિક ઢાળો બાળકોને ગમે છે. સ્વ૦ નવલરામે ગરબાની ચોપડી રચી તેમાં આ તત્ત્વ સ્પષ્ટ છે. સાધારણ લોકો—પ્રાથમિક માનસવાળાઓ આ જૂના ઢાળો હજી ગાયા કરે છે. તેમના કવિઓ, લેખકો જૂના ઢાળોમાં કથા વાર્તા લખે છે. માટે બાળકો પાસે કાવ્યના પ્રથમ પરિચયમાં આવા ઢાળોની કવિતાઓ મૂકવી.

જૂના કવિઓએ કે દલપતરામભાઈ સુધીના મધ્યકાલના કવિઓએ કોઈએ બાળકો માટે કાવ્યો નથી રચ્યાં. તેમનાં કાવ્યો તે તે યુગની ભાવના

હતા. તેથી તેમનાં કાવ્યો બાળઢાળો સાથે બાલ-વસ્તુથી ભરેલાં છે. તેઓએ ઊંટ અને ગધેડાંની અને વાંદરા વગેરેની વાતો પણ કરી છે.

અગાઉ લોકગીતના વસ્તુ સંબંધે જે કહેવામાં આવ્યું છે તે કાવ્યોને પણ લાગુ પડે છે. તેમાં પણ આપણે જે નથી માગતા તેની વાત ન જોઈએ. આપણો જે આદર્શ આજે નથી રહ્યો તે પ્રેરનાર કાવ્યવસ્તુનો ત્યાગ કરીએ. બીજી બાજુ આપણા ભવ્ય અવાજ ને ગંભીર અને પોકળ આદર્શથી કાવ્યને ભારે કરી બગાડી ન નાખીએ. આજના બાળકના સહજ જીવનને પ્રેરક-પોષક એવા વસ્તુભર્યાં કાવ્યો એ આપણાં બાળકોનાં કાવ્યો છે.

એક બીજો વિચાર પણ વિચારીએ. બાળકો બન્ને જાતનાં કાવ્યોમાં રસ લઈ શકે છેઃ એક-વર્ણનવાળાં કે એકભાવવાળાં અને એક કથન-વાળાં એટલે કે એકવાત કે વાર્તાવાળાં. આમાંયે સાદાં વર્ણનકાવ્યો કે ભાવકાવ્યો જેટલાં જ ઉત્કૃષ્ટ કાવ્યો બાળકોની નજરે આખ્યાયિકાકાવ્યો જણાય છે. આખ્યાયિકાકાવ્યો વાર્તા રૂપ છે તેથી વાર્તા તેમને જેટલી ગમે છે તેટલાં જ તે ગમે છેઃ ઘણી-વાર તો તે ખૂબ ગમે છે. માટે તેવાં કાવ્યો આપણે

જેમાં પ્રધાન હોય તેવાં કાવ્યો છે. બાળકો માટેનાં ગીતોનો યુગ હમણાં છે. તેથી જૂના રાગોમાં નવાં ગીતો ત્રિભુવન જેવા કવિઓ સફળપણે આપે છે. ભક્તકવિ ભક્તિ ગાય છે, રસિક કવિ રસ ગાશે; શિક્ષકકવિ કે બાળકપ્રિય કવિ બાળકોને માટે કાવ્યો આપશે.

હમણાં આપણે જૂના ઢાળોવાળાં બાલ-મનોચિત કાવ્યો તારવી કાઢીએ ને તેને બાળકો પાસે મૂકીએ. ગાઇ બતાવીને તેમ જ લખીને તેમને આપીએ. તેમ કરતાં તેમાં રહેલો ક્રમ પણ આપણને જડશે; ને સાથે સાથે જ આપણે નવું વસ્તુ ભરી જૂના ઢાળોને સજીવન કરતા જઇશું.

ભાઇ ત્રિભુવન જૂના ઢાળો બાળકો માટે વાપરવા વધારે લલચાય તો સારૂં થાય. જુગતરામ શબરીઆખ્યાન વગેરે લખે છે ત્યાં આવી જ રીતે નવું બાલકાવ્યસાહિત્ય રચે છે.

કવિતાઓની પસંદગીનું એક ધોરણ આપણે જોયું કે તેના ઢાળો વગેરે શરીર ગુર્જર કાવ્ય-વિકાસને ક્રમે આપણે મૂકવું. બીજી વાત એ છે કે તેનું વસ્તુ તપાસવું. આપણે શામળ વગેરેમાંથી બાળકોને અનુકૂળ વસ્તુવાળાં ઘણાં કાવ્યો શોધી શકીએ. તેઓ વસ્તુમાં પણ વિકાસ કરતા જ

રાગ, સરસ યોગ્ય અભિનય, છટા, તાલ વગેરે ઉત્તમ પરિચય કરાવવામાં સારી મદદ આપનારાં છે. પરિચય એટલે પરિચય. કાવ્ય ગોખાવાય નહિ; તે મોઢે કરી લેવરાવાય નહિ; તે લેવાય પણ નહિ. તેનો માત્ર સ્વાદ લેવાય ને તેમ કરતાં કરતાં તેને પોતાનું કરાય.

પરિચય આપતી વખતે કાવ્ય વિષે પ્રસંગોપાત્ત કહેવાય. કાવ્યના વસ્તુ વિષે જરા બે બોલ ચાલે. કાવ્યની અંદર રહેલ વાર્તાને મોઢે ટૂંકાવીને કહી હોય તો કાવ્યમાં ઝટ પ્રવેશ થાય ને બાળકો વધારે રસ લે. પ્રથમ ભૂમિકા રચવા માટે કાવ્ય વિષે કંઇક કહેવું ઉપયોગી છે. વચ્ચે વચ્ચે પણ કોઈ શબ્દનો અર્થ કરી આવા કાવ્યની ખુબી કે અર્થ બહાર આણવાનું પણ જરૂરનું છે. વખતે વખતે કાવ્યને ગદ્યના રૂપમાં છટાથી બોલી જવું પણ કામનું છે.

જ્યારે બાળકો કાવ્ય વાંચતાં થાય ત્યારે તો તેમની સામે કાવ્યો પણ મૂકીએ તેમ જ કાવ્યપાઠો પણ મૂકીએ—એટલે કે કાવ્યને પાઠના રૂપમાં ગોઠવીને તે મૂકીએ. ગીત પરત્વે ગીતપાઠ કહીએ ને કાવ્ય પરત્વે કાવ્યપાઠ કહીએ. ગીત અને ગીતપાઠ સાથે વાંચતાં બાળકને કાવ્યનો અર્થ સ્પષ્ટ

થશે અને અન્વય વગેરેની આડકતરી જાણ થશે. પરંતુ આમ દરેક કાવ્ય પરત્વે થવું જ જોઇએ એમ નથી. એ તો નમુના તરીકે આપવાનું છે.

કાવ્યશિક્ષણના વિષયમાં કાવ્યપરિચય વિષે કંઈક આમ કહી શકાય છે.

: ૨ :

## કવિતા કેમ શીખવવી

### ચાલુ પદ્ધતિથી હાનિ

અત્યારે આપણી શાળાઓમાં કવિતા શીખવવાની જે રીતિ છે તેમાં સુધારો થવાની જરૂર છે. કવિતાનું મોઢે બોલવું ( મુખપાઠ ), તેના શબ્દોના અર્થ જાણવા, અન્વય કરવો અને ભાવાર્થ સમજવો, આટલાં વાનાં કવિતાના વર્તમાન શિક્ષણમાં આવે છે. કવિતાના ગાન તરફ, શબ્દના મૂળ અર્થ તરફ, શબ્દના ભિન્ન ભિન્ન પ્રયોગો ઉપર, શબ્દસામર્થ્ય ઉપર અને રહસ્યાર્થ ઉપર લક્ષ આપવામાં આવતું નથી. વળી કવિતાને એવી રીતે કકડે કકડે ચલાવવામાં આવે છે કે કવિતાનું આખું ચિત્ર અને તેનો ઉંડો આત્મા વિદ્યાર્થી પાસે ખડાં થતાં નથી. આ

વિષય ઉપર આવીએ. કવિતા ગેય છે. કવિતાના શિક્ષણમાં ગેયતાને અગ્રસ્થાન મળવું જોઇએ. કવિતા શીખવીએ તે પહેલાં વિદ્યાર્થીને ગુંજતાં-ગાતાં શીખવવું જોઇએ. સંગીત વિનાની કવિતા નીરસ કવિતા છે. જેને ગાતાં આવડતું નથી તે કવિતાનો ખરો લાભ લઈ શકતો નથી; તેનું ખરૂં રહસ્ય સમજી શકતો નથી. કવિતા એકલી તેના શબ્દોમાં જ નથી રહી; તેમ તેના પ્રાસાનુપ્રાસમાં પણ નથી રહી. બીજી બધી બાબતો સાથે તે ગવાઇ શકે તેવી હોવામાં કવિતા સમાએલી છે. કોઇ એક માણસ કવિતા વાંચી જાય અને બીજો કોઇ તે જ કવિતાને લલકારીને ગાય તેમાં ભેદ છે, તે વગર કહ્યે સમજાય તેવો છે. ગેયતા જો કવિતાનો પ્રાણ ન હેય તો શોક, હર્ષ, પ્રેમ વગેરે ભિન્નભિન્ન લાગણીઓથી ઉભરાતી કવિતાઓનો ભેદ આપણે પૂરેપૂરો સમજી શકીએ નહિ. એક કવિતા વાંચી જઇએ કે અમસ્તી સાંભળી જઇએ તો તેમાં કયો ભાવ છે તે જાણી શકીએ કે સમજી શકીએ; પણ હૃદય તો તે કવિતાનું ગાન જ વીંધી શકે. હૃદય તો તેનાથી જ ડોલી શકે. લાગણીઓને તો તે જ હલાવી શકે. ગાન વિનાની કવિતા એટલે પાણી વિનાની નદી. કવિતાનો પ્રાણ

વર્તન થયા કરતું હોય એવી, બાળકોની દુનિયાનાં જ ચિત્રો જેમાં આલેખેલાં હોય એવી કે વાર્તા રૂપે જ હોય એવી કવિતાઓ વધારે ઉપયોગી થઇ પડે. બાળકના પૂર્વજ્ઞાન અને ઉંમરને પણ કવિતાની પસંદગીમાં ધ્યાનમાં લઇ શકાય. આ માટે લોકગીતોનો ઉપયોગ સારો થઇ શકે. તેની ગેયતા સરલ છે, તેની હલક ઉછળતી છે, લીંટીઓનું પુનરાવર્તન એ તેની ખાસ ખુબી છે અને આથી એ ગીતો સહેલાઇથી કંઠે થઇ જાય છે. આવાં ગીતોમાં એવાં શબ્દચિત્ર છે કે જે બાળકને ગમી જાય, એટલું જ નહિ પણ બાળક, કે કવિતાના પ્રદેશમાં નવો પ્રવેશ કરનાર તેના ભાવો સહેજે સમજી જાય. એક બે કવિતાઓ આના દૃષ્ટાંત રૂપે અહીં આ રહીઃ—

'મોર'નું લોકગીત.

'નદી રે સરોવર સૂકાઇ ગયાં રે' વાળું લોકગીત.

શબ્દની ચમક હોય એવી કવિતાઓ બાળક સમજે કે ન સમજે તો પણ એના મનને ખૂબ આલ્હાદ આપે છે. નાના મોટા સૌને નવું જ્ઞાન મેળવવાની ભૂખ હોય છે. નવી વાત, ન સમજાય તેવી વાત પણ સૌને ઓછે વધતે અંશે સાંભળ-

થોડી થોડી કડીઓનું ગાન વધારે રુચિકર અને ઉપકારક થઈ પડે છે.

## શબ્દાર્થ

બાળકોને શબ્દોના અર્થો લખાવવા નહિ, તેમ એમ ને એમ વગર માગ્યે કહી પણ દેવા નહિ. કવિતા ગાવાનું કામ શરૂ કરતા પહેલાં કવિતામાં શું આવે છે તેનો ટૂંકો ખ્યાલ બાળકોને કહી દેવો. એકાદ વાર સાંભળ્યા પછી ટૂંકો સાર સાંભળતાં બાળકને વધારે આનંદ આવે છે. ટૂંકે સાર કહેવાયા પછી બાળક પાસે કવિતા પુનઃ ગાવી. આ વખતે જુદા જુદા શબ્દોનો ભાવ સૂચવવો—કોઇ વાર મ્હોં ઉપર લાગણી બતાવીને, કોઈ વાર હાથના ચાળા કરીને તો કોઇ વાર બીજી જરૂરી ક્રિયાઓ કરીને. આ ઉપરાંત બાળકને અગાઉથી જ કહી રાખવું કે જે શબ્દનો અર્થ ન સમજાય તે શબ્દનો અર્થ તેણે ખુશીથી પૂછવો. જો શબ્દનો અર્થ જાણ્યા વિના બાળક કવિતાની કોઇ પંક્તિ ન જ સમજી શકે એવું જણાય તો એવા અઘરા શબ્દોનો અર્થ ગાતાં ગાતાં કે વિવેચન કરતાં કરતાં પણ કહી દેવાય. આ રીતે ગાતાં પહેલી વાર વિદ્યાર્થીના મનમાં થોડોક અર્થ સ્ફૂરે, બીજી વાર તેથી વધારે અર્થ સ્ફૂરે અને એવી

રીતે ગાન સાંભળતાં સાંભળતાં અથવા પોતે કવિતા વાંચતો કે ગાતો હોય ત્યારે વધારે ને વધારે અર્થ સ્ફૂરવા લાગે; અને છતાંયે કેટલાક શબ્દોના અર્થ તો વિદ્યાર્થી મોટી ઉંમરે પહોંચે ત્યારે જ સમજે. વધારે શબ્દોના અર્થ વિદ્યાર્થીએ જાણવા જ જોઇએ એવી આજના શિક્ષકોની માન્યતાને છોડી દેવી જોઇએ. વૃક્ષ ધીરે ધીરે ઉગીને મોટું થાય છે, તેમ જ જ્ઞાનનું અને કવિતાના જ્ઞાનનું પણ છે. વળી આ સ્થિતિએ વિદ્યાર્થી શબ્દનો અર્થ સમજી શકે પણ તેનો ગૂઢાર્થ કે શબ્દોનું તોલન ન સમજી શકે; એટલે શરૂઆતના શિક્ષણમાં તે પર બહુ લક્ષ આપવાની જરૂર નથી. ગાન અને શબ્દના અર્થજ્ઞાનથી વિદ્યાર્થીમાં કવિતા પ્રત્યે અભિરુચિ ઉત્પન્ન કરવાની છે; કવિતા ગાવાનો, તેમાં શી મતલબ આવે છે તે જાણવાનો બાળકના મનમાં શોખ ઉત્પન્ન કરવાનો છે.

શબ્દે શબ્દના અર્થ શીખવવાથી, પંક્તિઓનો અન્વય કરાવવાથી કવિતાનો જે અભ્યાસ થાય છે તે ફૂલને પીંખી નાખીને તેના જુદા જુદા ભાગોનો અભ્યાસ કરવા જેવું છે. એવા અભ્યાસથી કવિતાશિક્ષણનો ઉદ્દેશ સિદ્ધ થઇ શકતો નથી. કવિતા વાંચવાનો શોખ, તેના વાચનમાં

આનંદ લેવાની વૃત્તિ, તેમાં જામતી વિદ્યાર્થીની તલ્લીનતા એ જ કવિતાશિક્ષણની પરીક્ષા છે. કેટલી કડી વિદ્યાર્થીને મોઢે આવડી કે કેટલા શબ્દોના અર્થ તેને બરાબર આવડ્યા તેના ઉપર કવિતાશિક્ષણની ઇમારત ચણવાની નથી. કાવ્યમાં વિદ્યાર્થી કેવો રસ લે છે, કાવ્ય તેને કેવું હલાવી શકે છે, તેના લેખનમાં ને તેની વાણીમાં કવિતાએ કેવું સ્થાન લીધું છે તેના ઉપરથી કવિતાશિક્ષણની સફળતા માપવાની છે. ખરી વાત તો એ છે કે વિદ્યાર્થીમાં કાવ્ય સમજવાની, તેની કદર કરવાની અને તેનો આસ્વાદ લેવાની શક્તિ ખીલવવાની જરૂર છે. અને એ શક્તિ એકલા શબ્દના અર્થથી અને અન્વયથી આવી શકે નહિ. કેવળ શબ્દાર્થ અને અન્વય એનાં વિરોધી તત્ત્વો છે.

આ શક્તિ વિદ્યાર્થીમાં ખીલે તે માટે વિદ્યાર્થીમાં શબ્દનો યથાર્થ અર્થ સમજવાનું બળ આવવું જોઇએ; એટલે કે શબ્દસામર્થ્યનું રહસ્ય વિદ્યાર્થીએ સમજી જવું જોઇએ. એ રહસ્ય વિદ્યાર્થીમાં કેવી રીતે સ્ફૂરે એની કેટલીએક રીતો છે. અહીં તેમાંની થોડીએકનો વિચાર કરીએ.

એક શબ્દનો અર્થ બીજા શબ્દથી સમજી શકાતો નથી. સરખા અર્થવાળા દેખાતા શબ્દોમાં

ઝીણો એવો ભેદ હમેશાં રહેલો હોય છે. એ ભેદ એકને બદલે બીજો શબ્દ આપવાથી કદિ સમજી શકાય જ નહિ. 'હિંમત' અને 'બહાદુરી' શબ્દથી સમજાવી શકાય નહિ; 'શાંતિ' ને 'નીરવતા' શબ્દથી સમજાવી શકાય નહિ; કેટલાંએક વિશેષણો ને કેટલાંએક ભાવવાચક નામો એવાં છે કે જે બીજા શબ્દથી કદિ સમજાવી શકાય નહિ. આવો અનુભવ આપણને કુદરત, કલ્પનાશક્તિ, રમણિય, ભયંકર અને એવા બીજા શબ્દો શીખવતાં સહેજે થાય છે. આપણે જો નજીકના અર્થવાળા પર્યાય શબ્દોથી મૂળ શબ્દોનું ભાન કરાવીએ તો મૂળ અને પર્યાય શબ્દનો ખરો અર્થ–શબ્દસામર્થ્ય બાળક સમજી શકે નહિ; અને ત્યાં સુધી તેને સાહિત્યનું જ્ઞાન પ્રાપ્ત થાય નહિ.

જેટલા શબ્દો પદાર્થ બતાવીને સમજાવી શકાય તેટલા શબ્દો તો પદાર્થ બતાવીને જ શીખવવા. અર્થાત્ જે વસ્તુ પંચેન્દ્રિયગમ્ય છે તે વસ્તુને પંચેન્દ્રિયના સંપર્કમાં લાવીને તેના શબ્દાર્થનો ખ્યાલ આપવો. એક વસ્તુ એકથી વિશેષ ઇન્દ્રિયગમ્ય હોય તો તે બધી ઇન્દ્રિયોથી તેને જણાવવી. તેમ કરવાથી જ તે વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય અને તેમ થતાં તેને માટે રાખેલ શબ્દ

તેના પૂરા ભાવથી સમજાય. વળી શબ્દજ્ઞાન માટે મૂકવામાં આવેલી વસ્તુ તેના મૂળ સ્વરૂપમાં હોવી જોઇએ. દાખલા તરીકે કાચબા નામના જળચર પ્રાણીનો ખ્યાલ આપણે બાળકને આપવાનો છે. "તે જળચર પ્રાણી છે, તેને આટલા પગ છે, તેની પીઠ ઢાલ જેવી છે, તેનો ખોરાક આવો આવો છે, તેની ચામડીમાંથી બંગડીઓ વગેરે થાય છે." વગેરે પ્રકારનાં વર્ણનોથી આપણે કાચબાનો ખ્યાલ આપી શકીએ નહિ. એ ખ્યાલ આપણે એકલી કર્ણેન્દ્રિયથી આપ્યો. હવે ધારો કે કાચબાના ચિત્રથી બાળકને કાચબાનો ખ્યાલ આપવા માગીએ; આથી પણ બાળકને કાચબાનો પૂરો ખ્યાલ નહિ આવી શકે. ચિત્રથી શબ્દનું જ્ઞાન કરાવવામાં માત્ર આંખની ઇંદ્રિયનો જ ઉપયોગ થાય છે. વાસ્તવિક રીતે તો ગામને પાદર તળાવ હોય ત્યાં જઇને વિદ્યાર્થીઓને કાચબો બતાવવો જોઇએ. સ્પર્શ, કર્ણ અને નેત્ર એ ત્રણે ઇન્દ્રિયો વડે વિદ્યાર્થીએ કાચબાને જાણવો જોઇએ; અને ત્યારે જ 'કાચબા શબ્દનું' વિદ્યાર્થીને યથાર્થ જ્ઞાન થાય. આનો અર્થ એવો નથી કે સિંહનું જ્ઞાન વિદ્યાર્થીને આવી રીતે કરાવવું. કહેવાની મતલબ એવી છે કે બનતાં સુધી વિદ્યાર્થીનું જ્ઞાન પ્રત્યક્ષ વસ્તુ

વડે થવું જોઇએ. સ્થૂળ વસ્તુ ન મળે તો ચિત્ર, તેના અભાવે તેના જેવી વસ્તુનું દર્શન અને મૂળ વસ્તુનું યથાસ્થિત વર્ણન, અને તેમ પણ ન બને તો વસ્તુનું એકલું યથાસ્થિત વર્ણન.

જે શબ્દો ભાવવાચક હોય તે શબ્દો સમજાવવા માટે વિદ્યાર્થીને જુદે જુદે પ્રસંગે જુદા જુદા ભાવના જે અનુભવો થવાના પ્રસંગો છે તે પ્રસંગો તરફ વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવાનું છે. વળી વર્ગમાં એવા ભાવો નાટકના પ્રયોગો દ્વારા અને વર્ગની બહાર રમતો દ્વારા બતાવી શકાય. શિક્ષક પોતે પણ પોતાના અવાજ અને અભિનયથી શબ્દનો ભાવ વ્યક્ત કરી શકે.

જે શબ્દો ગુણ બતાવવાળા હોય તે શબ્દો તેનાં વિશેષણો સાથે વાપરીને જ સમજાવવા જોઇએ. તોફાની છોકરો કહેવાય, મસ્તીખોર ઘોડો કહેવાય, માતેલો સાંઢ કહેવાય અને વઢકણી બાઇ કહેવાય; પણ આમ વાપરી બતાવીને જ વિશેષણોનો ભાવ પૂરેપૂરો ઉતારી શકાય નહિ. જે જે વિશેષણોનો ભાવ ઇન્દ્રિયોની સહાયથી જ સમજી શકાય ત્યાં ત્યાં ઇન્દ્રિયોની સહાય પણ જરૂર લેવી. દાખલા તરીકે લાંબું, ટૂંકું, કાળું, ધોળું, સૂંવાળું, ખરબચડું, સુરીલું, બસૂરું, સુગંધી,

દુર્ગંધી, ખાટું, ખારૂં, એ અને એવાં વિશેષણો પ્રયોગ સાથે ઇન્દ્રિયોની મદદથી સમજાવવાં. ઉપરાંત કેટલાંક વિશેષણો એવાં પણ છે કે જે ઉપલી રીતે સમજાવી ન શકાય. આ માટે પ્રથમ તે વિશેષણો ઉપરથી થતા નામ શબ્દને સમજાવવો; તેના ઉપરથી પછી વિશેષણનો અર્થ સમજાવી શકાશે.

ભાષાના બીજા શબ્દો જેવા કે ક્રિયાપદો વગેરે ખાસ કરીને ક્રિયાથી અને પ્રયોગોથી સમજાવવા.

આ ઉપરાંત બીજી કેટલીએક ખાસ યોજનાઓ લક્ષમાં લેવા જેવી છે. શબ્દનો મૂળ ધાત્વર્થ જાણવાથી શબ્દનો સાચો મર્મ બરાબર સમજી શકાય છે. વિદ્યાર્થીને શબ્દનું મૂળ શોધવાની ટેવ પાડવી. આ શબ્દ સંસ્કૃત, પ્રાકૃત કે રૂઢ ગુજરાતી હશે કે કોઇ પર ભાષાનો હશે તેનો વિચાર વિદ્યાર્થીમાં સ્ફૂરવો જોઇએ. આ વિચાર સ્ફૂરવા સાથે જ બાળક શબ્દનું મૂળ શોધવા નીકળી પડે. આપણે તેને કેટલીએક સરળતા કરી આપીએ.

૧ શબ્દ સમાસ છે કે સ્વતંત્ર છે તેની શોધ તે બરાબર કરી શકે તે માટે તેને સમાસનું થોડુંએક જ્ઞાન ઘટે છે. માબાપ, ઘરધણી,

બાઇબ્હેન, દાણોપાણી, એવા શબ્દો ભિન્નભિન્ન પ્રકારે સમાસદર્શક છે. એને છૂટા કેવી રીતે પાડવા તે બાળકને સારી રીતે સમજાવીએ તો તે આવા શબ્દોના અર્થ બરાબર સમજી જાય.

૨ શબ્દ સંસ્કૃત શબ્દનો અપભ્રંશ છે કે નહિ એ શોધવા વિદ્યાર્થીને થોડુંએક વ્યુત્પત્તિનું જ્ઞાન કરાવવું જોઇએ.

૩ સંસ્કૃત શબ્દોનો યથાર્થ અર્થ સમજાય એટલા માટે સંસ્કૃત પ્રત્યયો અને તદ્ધિતોનું જ્ઞાન પણ વિદ્યાર્થીને થોડુંઘણું મળવું જોઇએ. પ્રત્યયનો અર્થ વિદ્યાર્થી બરાબર સમજી જાય તો જ પ્રકોપ શબ્દનો અર્થ તેને સમજાય. સુસ્થિર, વિશુદ્ધ, વગેરે શબ્દોનું પણ તેમ જ સમજવું.

૪ ભાષામાં કેટલાએક દ્વિરુક્તિવાચક શબ્દો છે તે વિદ્યાર્થીના જ્ઞાનમાં આવી જવા જોઇએ. દ્વિરુક્તિના અનેક પ્રકારો છે. દરેકમાં કંઈ ને કંઈ વિશેષતા હોય છે. શબ્દ પર્યાયથી થતી દ્વિરુક્તિ એ એક પ્રકાર છે, શબ્દ પુનરાવૃત્તિથી થતી દ્વિરુક્તિ એ બીજો પ્રકાર છે, વગેરે. ‘જડમૂળ’ પહેલા પ્રકારનું દૃષ્ટાંત છે; ‘ગલીકુંચી’ પણ એ જ પ્રકારનું દૃષ્ટાંત છે. ધમધમ, બકબકાટ, ધમાધમ, લવલવ, અને એવા બીજા શબ્દો બીજા પ્રકારનાં દૃષ્ટાંત

છે. ધારો કે ગલીકુંચી શબ્દનો અર્થ વિદ્યાર્થી જાણતો નથી. તે વિચારે છે કે ગલીનો અર્થ શેરી થાય છે પણ કુંચીનો અર્થ શો ? બંધબેસતું લાવવા માટે શેરી કુંચી જેવી લાંબી હોય એટલે, અથવા સાંકડી શેરીને માટે એ શબ્દ યોજ્યો હશે એમ તે માને છે. પણ હકીકત એમ છે કે કુંચીમાં 'કુચયે' શબ્દ ફારસી છે અને તેનો અર્થ ગલી અથવા શેરી થાય છે. હવે જો બાળકને પર્યાય શબ્દથી થતી દ્વિરુક્તિનો ખ્યાલ હોય તો આ શબ્દને તેવી રીતે સમજવાનો તે પ્રયત્ન કરી જુએ અને ઊંડો ન ઉતરતાં શબ્દનો અર્થ તુરત મેળવી લે.

૫ બાળકને એક શબ્દના કુટુમ્બી શબ્દો શોધતાં શીખવવું જોઇએ. જેમ કે પેટ શબ્દ ઉપરથી પેટી, પેટાળ, પેટીઓ, પેટિયું, પેટભરો, પેટવડીએ વગેરે શબ્દો થએલ છે. પેટી શબ્દ પેટ ઉપરથી થએલ છે એમ સમજાતાં પેટીનો તાદૃશ ખ્યાલ બાળકને આવે છે. આ શબ્દબળના ખ્યાલથી જ 'આ ઘર પેટી જેવું છે.' એ વાક્ય યથાર્થ સમજાય. આવા શબ્દો શોધતાં બાળકને રમુજ પડે છે અને આવા શબ્દો કવિતામાં સહજ આવે છે.

૬ જ્યાં જ્યાં ઉપરની કોઇ પણ રીતમાંની

એક રીતથી શબ્દનો અર્થ સમજાવી ન શકાય ત્યાં તે શબ્દ બીજી જે જે કવિતાઓમાં વપરાયો હોય તે તે બીજી કવિતાઓ બાળક પાસે મૂકી તેનું અર્થભાન કરાવવું; અથવા ઘરગથ્થુ વાણીમાં તે શબ્દ જેવી રીતે વપરાતો હોય તેવી રીતે વાપરી બતાવવો. સરખા ભાવવાળી કવિતાની પંક્તિઓના પરિચયથી બાળકમાં શબ્દજ્ઞાન એકાએક સ્ફુરી નીકળે છે; અને એટલા માટે જ એના એ શબ્દો આવે એવી અને એક જ ભાવની ઘણી કવિતાઓ શિક્ષક પાસે હોવી જોઇએ.

### અન્વય

અન્વયની બાબતમાં ખાસ કરીને કવિતાએ કવિતાએ અન્વય શીખવવાની જરૂર નથી. માત્ર વિદ્યાર્થીના ધ્યાન ઉપર એટલું આવી જવું જોઇએ કે કવિતાને પાઠનું રૂપ આ રીતે આપી શકાય; અર્થાત્ ગદ્યનું પદ્ય આ રીતે થઇ શકે. બાકી ખરો અન્વય ભાવાર્થના જ્ઞાનના બળે જ આવી જાય છે. એ તો એક યાંત્રિક સાધન છે કે જેના વડે કવિતાને પાઠના આકારમાં મૂકવાની વિદ્યાર્થીને સગવડ થઇ શકે છે. અન્વય સાધન છે, સાધ્ય તો ભાવાર્થ છે. ભાવાર્થ ઉપર પહોંચવાની કુંચી બાળકને હાથ આવી જાય એટલે પછી

અન્વય કરવાની જરૂર લાગતી નથી. છેક નાની ઉંમરનાં બાળકો માટે કોઇ કોઇ વાર અન્વયના પ્રયોગો ઉપકારક થાય. પણ હરેક વખતે અન્વય કરવાની જરૂર નથી. માત્ર તે કરવાની કળા આવડી જવી જોઇએ.

છતાં અન્વય કરાવવો જ હોય તો આજે જે રીતે ચાલે છે તે રીતે તો ન જ કરાવવો જોઇએ. અન્વયને કવિતાના ગાન સાથે જોડી દેવો જોઇએ. કવિતા ગાતાં ગાતાં કવિતાને એવી રીતે તો ભાવસૂચક અને અભિનયપૂર્ણ કરી નાખવી જોઇએ કે બાળકમાં કવિતાનો અન્વય સહેજે સ્ફૂરે. ઉપરાંત ગાતાં ગાતાં કવિતાને પદ્ય-માંથી ગદ્યમાં થોડા થોડા શબ્દોના વધારાથી હરિ-કથા કરનારાઓ પેઠે લઇ જવી.

### કવિતાશિક્ષણનું ફળ

ઉક્ત રીતિએ જો કવિતાનું શિક્ષણ આપ-વામાં આવે તો ચોક્કસપણે કહી શકાય કે બાળકને ભાવાર્થ સમજાવવાની જરૂર ન જ રહે. ભાવાર્થ સમજણનો અર્થ જ એવો છે કે કવિતા બાળકના હૃદયમાં ઉતરી ગએલી હોવી જોઇએ; કવિતાનો આત્મા તેણે પકડી લીધેલો હોવો જોઇએ, અને કવિતાનો આનંદ તે અનુભવી શકતો હોવો જોઇએ.

યંત્રવત્ ભાવાર્થ કરાવવાની ક્રિયાથી બાળકના મનમાં કવિતાનો ભાવ સ્ફુરતો હશે કે કેમ તે વિષે શંકા છે. ભાવાર્થ સ્ફૂર્યો કે નહિ તેની ખાત્રી ભાવાર્થની ક્રિયાની સફળતામાં નથી. ગમે તેવી કવિતા–નાની યા મોટી, અઘરી યા સહેલી–ગમે તે ભાવવાળી બાળક સમજે છે કે નહિ તેની ચોક્કસ નિશાની એ છે કે તેમાં તે આનંદ લઇ શકે છે કે નહિ. ભલે પછી તે ભાવાર્થ કરાવવાની યાંત્રિક ક્રિયામાં સંપૂર્ણ સફળતા ન મેળવી શકે. આથી જ કવિતાઓના ભાવાર્થ કરાવ્યા કરતાં કવિતાઓનું વાચન વધે તે માટે શિક્ષકે પ્રયાસ કરવો જોઇએ. ભાષા ઉપરનો કાબુ, જગતનો અનુભવ, કવિહૃદય અને કવિતાનું બહોળું વાચન એટલાં વાનાં કોઇ પણ કવિતાનો ભાવાર્થ યથાર્થ રીતે સમજાવવાને બસ છે. શિક્ષક આ સાધનોને માર્ગે વિદ્યાર્થીને મૂકે તો જ કવિતા-શિક્ષણના કાર્યમાં તેણે યોગ્ય પગલું લીધું ગણાય, અને વિદ્યાર્થીમાં કવિતા પ્રત્યેનો પ્રેમ અને કવિ-હૃદય પ્રગટે. અને આ જ કવિતાશિક્ષણનો ઉદ્દેશ છે.



: ૧ :

## વ્યાકરણ

વ્યાકરણનું જ્ઞાન ભાષાને શુદ્ધ રાખે છે, અને ભાષાશુદ્ધિ ભાષાની ઉન્નતિ માટે આવશ્યક છે. આમાં બે મત ન જ હોઇ શકે. પરંતુ વ્યાકરણનું જ્ઞાન ક્યારથી આપવું અને કેમ આપવું એ પ્રશ્નો ઠીક ઠીક વિચારવા જેવા છે. ભાષાના જ્ઞાન માટે વ્યાકરણ આવશ્યક છે તેથી ભાષા-શિક્ષણમાં તેને સ્થાન તો છે. એ સ્થાન સ્વીકારવામાં આવેલું છે તેથી તો આજે તેનું શિક્ષણ પ્રાથમિક શાળામાંથી શરૂ થાય છે. પરંતુ અનુભવ શું કહે છે? શિક્ષકોને પૂછીશું તો વ્યાકરણનો વિષય શીખવવા માટે—સમજાવીને શીખવવા માટે અઘરો માલુમ પડ્યો છે. છતાં ગોખાવીને શીખવવા માટે તે એટલો બધો સહેલો છે કે પરીક્ષામાં વ્યાકરણના વિષયમાં બધા વિદ્યાર્થીઓ લગભગ પૂરા દોકડાઓ લઇ શકે છે. વિદ્યાર્થીઓને સમજીને

શીખવા માટે તે અઘરો જ છે જો કે યુક્તિથી કે વગર સમજ્યે શીખવા માટે તે સાવ સહેલો છે. પરંતુ પરિણામ જોઇએ તો પ્રત્યક્ષ રીતે જણાય છે કે વ્યાકરણશિક્ષણની કશી અસર ભાષાજ્ઞાન અને શુદ્ધિ ઉપર થઇ નથી હોતી. એની ખાત્રી પ્રાથમિક શાળાના વિદ્યાર્થીના નિબંધો અને અન્ય લખાણો આપે છે.

વ્યાકરણશિક્ષણમાં નામ, સર્વનામ વગેરેનો પરિચય અને તે પરથી પદચ્છેદ ચાલે છે. આની પાછળ વખત ઠીક ઠીક જાય છે, ને વિદ્યાર્થીઓને એ શીખવામાં રસ કેવો છે તે પ્રત્યેક શિક્ષક જાણે છે. વિદ્યાર્થીઓના રસના વિષયો સિવાયના કયા વિષયો કાઢી નાખવા જેવા છે તેમ પૂછવામાં આવે તો અપાતાં નામોમાં વ્યાકરણનું નામ અવશ્ય પ્રથમ આવશે. આપણે સૌ પ્રાથમિક શાળામાં વ્યાકરણ ભણ્યા છીએ. આપણને તેના ભણતરમાં કેવો રસ હતો તે આપણે સંભારીશું ? આપણને તેમાંનું કશું યાદ જ નથી. રસ વિના શીખેલી કઇ વસ્તુ યાદ રહેવાની ? એકંદરે નાની ઉંમરે પ્રાથમિક શાળામાં ભણતા વિદ્યાર્થીઓને વ્યાકરણ શીખવામાં કશો રસ નથી જણાતો અને એ એક જ એવું પૂરતું કારણ છે કે આજની રીતે શીખ-

વાતું વ્યાકરણ પ્રાથમિક શાળામાંથી નીકળી જવું જોઇએ.

શરૂઆતમાં ભાષાશિક્ષણમાં મુખ્ય વસ્તુ ભાષાપરિચય છે. ભાષાપરિચય ભાષામાં ગૂંથેલ આલોચિત સુંદર રસિક વસ્તુના વાચન શ્રવણથી સારી રીતે થાય છે. ભાષાદર્શન, ભાષાઅનુભવ, ભાષાપરિચય, ભાષાસેવન, ભાષાઆસ્વાદ સમગ્ર ભાષાનાં જોઇએ-જેમ સૌંદર્યદર્શન, અનુભવ અને આસ્વાદ વગેરે સૌંદર્ય સમગ્રનાં જોઇએ તેમ. સુંદર વસ્તુની પ્રથક્કૃતિ પ્રથમથી જ કરીશું ને બતાવીશું તો મનુષ્યમાં સૌંદર્યદૃષ્ટિ અને પ્રીતિ નહિ જાગે. ભાષામાં પણ તેમ જ છે. ભાષાપ્રેમ લગાડવા ભાષાનો આસ્વાદ જોઇએ. વ્યાકરણશિક્ષણ એ વસ્તુની પ્રથક્કૃતિ માત્ર છે. તેમાં રસાસ્વાદ નથી. કલાના રસાસ્વાદમાં ઉંડું અવગાહન કર્યા પછી રસાસ્વાદની મીમાંસા કરનાર કલાના સિદ્ધાંતો ભલે ચર્ચે; કલાના રૂપનાં અંગઉપાંગોને હાથમાં લઇ નોખાં નોખાં ભલે જુએ. તેની દૃષ્ટિમાં પછીથી તો વધારે ઉંડાણ ને તેથી મજા આવશે. પણ પ્રથમથી હાડચાસ જોવા બેસશે તો તેને વૈરાગ્ય આવશે. તે માટે વ્યાકરણશિક્ષણ મોટી ઉંમરના ને ભાષાના રસમાં આગળ ગએલા વિદ્યા-

ર્થીઓ માટે જ ઉપકારક છે. નાની વયના વિદ્યાર્થીઓ માટે તે ભાષારસિકતા પેદા કરવામાં વિઘ્નરૂપ છે.

કદાચ જૂની ભાષાઓ કે સ્વભાષા સિવાયની ભાષાઓ પ્રત્યક્ષ પદ્ધતિએ ન શીખવવી હોય તો વ્યાકરણશિક્ષણની પ્રથમથી જ જરૂર છે; કારણ કે એ ભાષાઓની શુદ્ધિ વ્યાકરણના જ્ઞાનબળ વડે જ આપણે જાળવી શકવાના. પરંતુ સ્વભાષા પરત્વે જુદી વાત છે. આપણું છેક નાનું બાળક પણ શાળામાં જતા પહેલેથી જ શુદ્ધ ગુજરાતી બોલે છે. તે જાતિ કે વચનમાં દોષ નથી કરતું. એક પરદેશી શીખાઉ જે સઘળા દોષ કરે તેમાંનો એક પણ દોષ તે નથી કરતું. આથી પરદેશીની દૃષ્ટિએ પ્રથમથી વ્યાકરણશિક્ષણ છે જ, જ્યારે આપણે માટે તેમ નથી. આપણે સ્વભાષા ઘણું ખરું શુદ્ધ બોલીએ છીએ. તે વધારે શુદ્ધ બોલાય લખાય માટે શુદ્ધ વાચન લેખનના મહાવરાની જરૂર છે. તેના ઉપર દરેક પ્રાથમિક શાળામાં ભાર મૂકાવો જોઇએ. અશુદ્ધિની કઈ કઈ બાબતો છે તે ધ્યાનમાં લઈ તે કેમ દૂર થાય તેના ઉપાયો કરવા જોઇએ. જેમ કે બાળકો લેખનમાં નીચેની બાબતોમાં અશુદ્ધિ બતાવે છેઃ—

જોડાક્ષરો.
જોડણી.
વિરામચિહ્નો.
પારા પાડવા.
અનુનાસિક શબ્દો અનુસ્વાર વિના લખવા.

આ અશુદ્ધિઓ દૂર કરવા માટે વ્યાકરણનું જ્ઞાન ક્યાં જરૂરનું છે? અને છે તો તેનું જ્ઞાન આપવાનું તો પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં ક્યાંઈ નથી જડતું. માટે પ્રથમ આ બાબતને હાથમાં લેવી. હાલ અપાતા વ્યાકરણના જ્ઞાનથી નામ, સર્વનામ ઓળખતાં આવડે છે. પરંતુ તેવી ઓળખ ન હોય તો પણ કોઈ બાળક નામને સર્વનામ રૂપે કે એકવચન પાછળ બહુવચનનું ક્રિયાપદ નહિ મૂકે, અગર વાક્યરચના ખોટી નહિ કરે.

મૂળાક્ષર વિના વાંચતાં ન આવડે, એમ નામ સર્વનામ વગેરેના જ્ઞાન વિના ભાષા વાંચતાં કે લખતાં આવડતું જ ન હોત તો તેના શિક્ષણની પ્રાથમિક આવશ્યકતા સ્વીકારવી જ પડત; પરંતુ તે વિના સુંદર ને કઠિન ભાષા સમજી શકાય છે અને સુંદર, શુદ્ધ અને કઠિન ભાષા લખી પણ શકાય છે. આ વાત આપણા સૌના

અનુભવની પણ છે. હા; વ્યાકરણનું જ્ઞાન ભાષાના જ્ઞાનમાં એક અંગ રૂપે એક દહાડો કામનું છે, ને પ્રથમતઃ તે ભાષાના વિદ્વાનને ઉપયોગનું છે. માટે તે જ્ઞાન જ્યારે ભાષાની વિદ્વત્તા પ્રાપ્ત કરવા માટેની વિદ્યાર્થીને જરૂર પડે એવી ઉંમરે તે પહોંચે ત્યારે આપવું. પણ જ્યાં સુધી વિદ્યાર્થી ભાષા-પરિચય અને તે દ્વારા ભાષાબળ કેળવી રહ્યો છે ત્યાં સુધી વ્યાકરણ તેનાથી દૂર જ રહે.

અને છતાં વ્યાકરણને આજના શિક્ષણ રૂપે તો નહિ જ પણ ભાષાના શબ્દોમાં કેવું બળ છે, ભાષાના શબ્દો કેવા વિચિત્ર છે, ભાષાની શક્તિ શાથી પેદા થાય છે તેનો પરિચય લેવા ભાષાના દેહ રૂપે આપણે વિદ્યાર્થીઓ પાસે મૂકી શકીએ છીએ. અને વિદ્યાર્થીઓ આનંદ સાથે તેના ભાષા-ભંડારમાં તે સંઘરી શકે છે. વળી ખુદ વ્યાકરણના પ્રદેશમાં પણ એવું ઘણું છે કે જે આપણે ઉંચાં ધોરણોમાં શીખવવા માટે રાખી મૂકીએ છીએ, જ્યારે એ બધું નાની ઉંમરના અભ્યાસીઓ પાસે પરિચય રૂપે જરૂર મૂકી શકાય. છેક નાની ઉંમરના વિદ્યાર્થીઓને ભાષાનાં પદો ( parts of speech ) ના દરેક અંગમાં જે વિશેષતા છે તેનો અનુભવ-ખ્યાલ પ્રત્યક્ષ ક્રિયા દ્વારા આપી શકીએ.

અનુધ્વનિ શબ્દો મૂળ ધ્વનિઓના પરિચયમાં વધારે સમજાશે. શબ્દના કુટુંબ શબ્દો શોધવા તરફ બાળકોને લઇ જવાથી શબ્દોનો સંબંધ અને સામર્થ્ય બન્નેનો ખ્યાલ આવશે. મૂળ શબ્દ હાથ છે; હાથ શરીર સાથે હોઈ જૂનો છે. તે ઉપરથી થએલા હાથની ગરજ સારનારા—હાથ-વાચક શબ્દોનું જ્ઞાન બાળકને તુરત થઇ શકે છે ને સમજાય છે. જેમ કે હાથ ઉપરથી હથોડી, હાથીઓ થોર, હાથો, હાથલો, હથરોટી વગેરે. એમ જ પેટ મૂળ શબ્દ છે. તે ઉપરથી પેટી, પેટાળ, પેટીયું, પેટભરો, પેટપીડ વગેરે શબ્દ દેવાય. આ શબ્દો એક પ્રકારે વ્યુત્પત્તિશાસ્ત્રમાં આવે, પણ વ્યુત્પત્તિ તો માત્ર ક્રિયાપદો ઉપરથી થતાં નામો, વિશેષણો વગેરે વિષે બોલે છે. અહીં તેવો ક્રમ કે નિયમ નથી. આ શબ્દોને કુટુંબ-શબ્દો કહી શકાય.

બાળકને ક્રિયાપદનો ખ્યાલ ચિઠ્ઠી રમતથી આપી શકાય. બાળકને ચાલો, ઉઠો, બેસો, રમો, વાંચો, બોલો, લખો, નાચો, કૂદો એવી ચિઠ્ઠીઓ આપી તે પ્રમાણે ક્રિયા કરવાનું કહેવાથી તેઓ તેમ ખુશીથી કરશે. તેમને આ શબ્દો ક્રિયાપદો છે એવું વ્યાકરણની ભાષામાં જાણવાની જરૂર

નથી. તેઓ શબ્દોનું બળ જાતે અનુભવે છે તે બસ છે. એમ જ નામવાચક શબ્દો પરત્વે આવી રીતે ખ્યાલ આપી શકાય; કહીએ કે જેને જેને નામ હોય તે લાવો, ને લાવીને લાવેલનું નામ બોલો. એક સરસ રમત થઇ પડશે. બાળકો ઉપડશે ને ટેબલ, ખુરશી, ખડીઓ, હોલ્ડર, કાગળ, શાંતાબેન, નટવરલાલ વગેરે જે જડશે તે લાવશે. તેમને આ રીતે નામસંજ્ઞાનો આડકતરી રીતે ખ્યાલ થશે. પછી આપણે પેન્સિલ માગીએ. પેન્સિલ કઇ લાવું એમ બાળક પૂછે એટલે કહીએ પીળી. ઘણીમાંથી એક લાકડી લાવો એમ કહીશું એટલે કઇ એમ પૂછતાં લાંબી મગાવીએ. એટલે કે કંઇ ને કંઇ વિશેષતા બતાવવા નવા શબ્દો આપીએ; એટલે બાળકને નામવાચક અને તેની વિશેષતા બતાવનારા શબ્દો એટલે વિશેષણો વિષે ભેદ છે તેની છાપ પડશે.

આ રીતે તેમના મન પર શબ્દો સંબંધે છાપ પડે એટલું ઘણું છે. આ છાપ રમતો રમી શકાય તેવી કાપલીઓ દ્વારા આપવી એ સારૂં છે. આવી છાપ આવી શકે તેવી વાચનપોથીઓ પણ ઉપયોગી છે. જેમ કે નામપોથી જેમાં નામો જ હોય; ક્રિયાપદ પોથી જેમાં એકલાં ક્રિયાપદો જ હોય.

આ ઉપરાંત બીજી કેટલીએક જાતની પોથીઓ વ્યાકરણનો આડકતરો પરિચય આપશે. જેમ કે દ્વિરુક્ત વાચક શબ્દોની પોથીઓ, જાત જાતના સમાસોવાળા શબ્દોની પોથીઓ, વ્યાકરણમાં જે વિચિત્રતાઓ છે તેની નોંધવાળી પોથીઓ વગેરે. પ્રાથમિક શાળામાં વ્યાકરણ કાઢી નાખી આવી રીતે વ્યાકરણનાં અંગોનો પ્રસંગોપાત્ત રમત રૂપે પરિચય અપાય તો તે બાળકો ઝીલશે. આગળ ઉપર જ્યારે પદ્ધતિસર વ્યાકરણ શીખવાતું આવશે ત્યારે આ પરિચયનો તેમને લાભ થશે. એક રીતે તેમને એમ પણ થશે કે અમે વ્યાકરણ તો જાણીએ જ છીએ; માત્ર તેના શાસ્ત્રની પરિભાષા હવે શીખીએ છીએ.*

21640



* વ્યાકરણનો વિશેષ વિગતવાર પરિચય "દિવાસ્વપ્ન" નામના પુસ્તકમાં મેં આપ્યો છે તેથી અહીં વધારે નથી લખ્યું. —લેખક.